# મોહન વાણી.

ઊર્ફે

## મોહન કાવ્યદોહન.

મોહનલાલ દલપતરામ કવિએ
રચી.

(સંવત ૧૯૨૨ થી સંવત ૧૯૪૫ સુધીમાં રચેલી
કવિતાઓમાંથી શોધન કરી છપાવી
પ્રસિદ્ધ કરી છે.)

અમદાવાદમાં
રીચીરોડ ઉપર કાળુહુસેનની પોળમાં સમશેર
બાહાદુર છાપખાનામાં સવાઈભાઈ
રાયચંદે છાપી.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯

કીંમત રૂા. ૨ કંપની.

(આ પુસ્તકમાં સ્વસ્થાન ભાવનગરના મહારાજા સાહેબ સૂર્યવંશી લખ્યા છે પણ ચંદ્રવંશી છે. માત્ર સૂર્ય વંશી સૂર્યના જેવો પ્રતાપી તેને બદલે વંશી સુધ્ધી લખાયું છે.)

# પ્રસ્તાવના*

પ્રિયમિત્રો, આ ગ્રંથ બહાર પાડવાની ઉમેદ સં૦ ૧૯૩૭ માં મેં રાખી હતી પણ જગત વિચિત્ર છે, દુખનો દરિયાવ એજ દુનિયાં છે અને સમય હમેશાં એક પ્રકારનો ચાલ્યો આવતો નથી તે ધારણે સં. ૧૯૩૭ થી સં. ૧૯૪૩ સુધીમાં એક પછી એક એવા બનાવો બનતા આવ્યા કે જેમાં હું તદન ઘુંચાઇ ગયો તેમાં સં. ૧૯૪૩ માં તો મારી માતાની તબિયત એટલે દરજ્જે બગડી ગઇ કે પુસ્તક તો પુસ્તકને ઠેકાણે રહ્યું પણ સં૦ ૧૯૪૪–૪૫ ના વર્ષો જે મારા જોવામાં આવ્યાં તે જોવામાં આવશે કે નહીં એ વાત ની મોટી આશંકા હતી પણ તે આશંકાને લીધે પછી મેં આ પુસ્તક બહાર પાડવાનો દ્રઢ નિશ્ચય કીધો ને કામ શરૂ કર્યું. વાંચનાર જાણશે કે આટલેથીજ બસ થયું એમ નથી. એ શરૂવાત કીધા પછી પણ પ્રથમ મારાં માતુશ્રીના આયુષ્યનો અંત આવ્યો અને મારી દુહિતાઓ માંની એક જે ઘણુંજ મારા સાથે રહેતી તે પણ નો છેવટના પ્રણામ કરી રસ્તો પકડી ગઇ.

આવી આફતોની વિચમાં આ પુસ્તક મેં પુર્ણ કર્યું છે માટે તેમાં કાંઇ વિશેષ દોષ રહેલા હશે તે ઉપર હું ધારું છું કે વાંચનાર નિંદા થોડી કરતાં તેના મતલબ ઉપર ધ્યાન આપી ગુણ ગ્રહણ કરશે.

હરકોરનો રાસડો વગેરે કેટલીક કવિતાઓ દાખલ કરવી રહી ગઇ છે પણ જો ઇશ્વર ઇચ્છા હશે ને બીજી આવૃતી નિકળશે તો તે વખત સુધારા વધારાને માટે ખાસ કાળજીજ કરીશ. હાલ એજ. ચૈત્ર સુદી ૩ સં. ૧૯૪૫

મોહનલાલ

——❧——

આ પુસ્તક નિચે લખેલે ઠેકાણેથી મળશે.

અમદાવાદમાં—ગુ૦ વ૦ સોસાઇટીમાંથી.

મુંબાઇમાં—ભટ, દામોદર તુળશી બહારકોટ વીઠલવાડી.
શેઠ. મથુરાંદાસ પ્રાગજીના માળામાં ચોથે
દાદરે.

કરાંચીમાં—સ્વદેશ બાંધવ ઓફીસમાંથી.

કચ્છ અંજારમાં બનાવનાર પાસેથી,

ભાવનગર તાબે કુંડલામાં—મારા લઘુ બાંધવ મગનલાલ
દલપતરામ પાસેથી.

મોરબીમાં—ઓઝા. નંદલાલ શીવલાલ પાસેથી.



# अर्पण पात्रिका.

## દોહરો.

" ગુણવંતા ગુણ ગણિ ગણિ, સુપડાવત લે સાર;
ચિત્ત મુર્ખનું ચાળણી, અવગુણનું ગ્રહનાર."

તેમાં પ્રથમના પૂર્વોક્ત પ્રશસ્ત ગુણના ગ્રાહકો.

આપની ખુબીનો રસ ઓરજ છે, નહિં જેવા બાળકોના બોલોમાંથી પણ તત્વ શોધી શોધી તેની કદર પિછાનોછો ને તે સાંભળવા આપનું કોમળ અંતઃકરણ હમેશાં આતુર હોયછે. ખાસ એ ખુબીને માટે હું આ મારૂં પુસ્તક આપનેજ પ્રેમ પૂર્વક અર્પણ કરૂંછું. તે સ્વિકારશોજી.

મુ૦ અંજાર પ્રાંત કચ્છ. } હું છું.
વૈશાક સુદ ૩ સંવત ૧૯૪૫ } ન૦ સે૦

**મોહનલાલ દલપતરામ.**

કવિશ્વર.



# અગાઉથી આશ્રય આપનાર
# સાહેબોનાં નામ.

### રોકડી રકમો કોરીની.

૫૦૦ કોરી શેઠ મુરારજી મુલજીના ટ્રસ્ટી રા૦ રામુદાસ ડોસાભાઇ વગેરે મુંબાઇ
૨૫૦ મે૦ રા૦ રા૦ સચેદિનાભાઇ નાનજી કચ્છના આ૦ રે૦ ક

### પુસ્તક ખરીદી

૫ મહારાજ કુમાર હરીસંગજી સાહેબ સ્ટ૦ ઇડર
૫ મહારાજશ્રી દાજીરાજજી સાહેબ સ્ટ. વઢવાણ
૫ મે૦ રા૦ બા૦ મણીભાઇ જશભાઇ દિવાન બાહાદુર વડોદરા.
૩ સ્ટેટ ઓફ લુણાવાડાના દરબાર સાહેબ
૨ રા૦ રા૦ કેસવલાલ રૂગનાથદાસ ભૂતાપ. આ. રે. ક. ભુજ
૨ રા. રા. ભાઇશંકર નહાનાભાઇ મુંબાઇ.
૨ ભટ દામોદર તુલશી મુંબાઇ.
૨ શેઠ લક્ષ્મીદાસ લધા મુંદ્રા

### વઢવાણ.

૧ રા. રા. બજુભાઇ નથુભાઇ નાયબ કારભારી સાહેબ

### લોધીકા.

૧ જાડેજા અભેસીંગજી જીજીભાઇ તાલુકદાર
૧ જાડેજા પથાભાઇ રાસાભાઇ તાલુકદાર.

### સિંહાનગર નીગાળાસ્ટેશન.

૧ રા. બાલાશંકર જગજીવન કારકુન

### મુંબાઇ

૧ પ્રોશ્નોરા ભટ નારણજી ગોપાળજી હનુમાનગલી

### મહુવા

૧ રા. રા. વિઠલદાસ પરમાનંદદાસ ધોલકીયા.

### માંડવી

૧ શેઠ કાશમઅલી લાલજી ભાઇ

### ભુજ

૧ રા. રા. જીવણભાઇ હીરાચંદ
૧ રા. અલ્યારખ્યા કેશરગોયા
૧ રા. ધીરાવભાઈ જીવણભાઇ
૧ રા. પીર શાહાબુદીન અકબરશા
૧ જોશી વીસનજી વિ. રાઘવજી
૧ રા. રા. રહીમભાઇ નાનજી
૧ ઠા. વિશ્રામ હંસરાજ

### છોટાઉદેપુર

૧ મે. રા. રા. રા. બ. ખુસાલરાવ સારાભાઇ.

### અંજાર

૧ રા. રા. લધુભાઇ માધવજી માંડવી વહીવટદાર
૧ રા. મુગટરામ લાલજી શીકારપુર તજવીજદાર
૧ રા. વકીલ જટાશંકર મહાદેવ

૧ રા. વકીલ શામજી જીવે રામ
૧ રા. રા. અમૃતલાલ નારાણજી આ. પો. ક. પ્રાંત કચ્છ
૧ રા. વકીલ શીવજી અખઇ
૧ રા. ઉમીયાશંકર ડાહ્યાભાઈ સ્કુલ માસ્તર નાગલપુર
૧ રા. રા. પ્રાગજી ઉદેચંદ કારભારી સાહેબ
૧ ઉપાધ્યાય ગુરજીશ્રી જેરાજ મેરજી વીરાવાળા
૧ રા. રા. જમાદાર અબદુલ નબીશા
૧ રા. રા. હીરજી ભગવાનજી રાહપર ન્યાયાધીશ સાહેબ.
૧ રા. રા. આત્મારામ કેશવજી ડાકતર સાહેબ
૧ રા૦ રા૦ જેરામભાઇ રૂડા ઓવરશીયર સાહેબ.
૧ રા. રા. ભવાનજીભાઇ નથુ કારભારી સાહેબ
૧ રા. રા, દયાશંકર શામજી સ્કુલ માસ્તર શાહેબ
૧ રા. ત્રીકમજી મેઘજી મ્યુનીસીપલ સેક્રટરી સાહેબ
૧ શેઠ કરસનદાસ નારણજી
૧ ગાંધી ભગવાનજી મેઘજી
૧ શેઠ. ત્રીકમજી જીવણદાસ હસ્તે જેરામભા.
૧ શેઠ. ભાણજી ગોકળદાસ હસ્તે નરશીભા
૧ શેઠ આણંદજી ડુંગરશી હ ડુંગરશીભા.
૧ મીસ્ત્રી મેપા પચાણ.
૧ મીસ્ત્રી માંડણ રામજી.
૧ મીસ્ત્રી રઘુભાઇ લાલજી.
૧ પાઠક પ્રેમજી વેલજી
૧ ઠા૦ રામજી દેવશી.
૧ ઠા. જાદવજી દેવકરણ
૧ બોલ હરજીવન શામજી
૧ રા. વકીલ દલપતરામ જેઠા
૧ રા. વકીલ ખીમજી દોસા
૧ રા. વકીલ નથુ ગંગાધર
૧ ઠા. દેવજી મુરારજી તુણાના
૧ વાસુદેવ નાથજી ખળાધિકારી
૧ વકીલ મેરઅલી લાલજી
૧ ઠકર વહાલજી પ્રાગજી
૧ ઠકર પ્રેમજી લધાભાઈ
૧ શેઠ દામોદર ત્રીકમજી
૧ મહંત રણછોડદાસજી પ્રિયાદાસજી.
૧ મેમણ ઉમર એલીયાસ

---

આ શિવાય પણ આશ્રય મળેલોછે પણ કેટલાક સાહેબોએ પોતાનાં નામ પ્રગટ ન કરવા ખાસ ફરમાન કર્યાથી તે નામદારોનાં મુબારક નામ દાખલ કરવામાં આવ્યાં નથી.

# મોહનવાણી

# મોહન કાવ્યદોહન.

## મંગળાચરણ.

### સરસ્વતિ સ્તુતિ.

#### શાર્દૂલવિક્રીડિત છંદ.

હે દેવી જશ દાયણી જગતમાં, સાક્ષાત શ્રીભારતી;
ભક્તાધીન ભવાનિ ભક્ત શરણે, આવ્યો ગુણી થા છતી;
વારે ધા મૂજ માત તાત પણ તું, ઉરે પુરી આશ તું;
મામાયા કરી મ્હેર કીજ[૨] મુજની, જિવ્હા વિશે વાસ તું. ૧

#### દોહરા.

નિરાકાર સાકારતું, દ્રશ્ય અદ્રશ્ય તું આપ;
બહુ નામી બહુ રૂપિ તું, જપે રૂષિ મુનિ જાપ. ૨
શિવ, શક્તિ ભિન્ન ભિન્ન સઉ, અલ્લા આદિ અનેક;
સર્વ વ્યાપિ સ્થિરાચરે, તુંજ એકને એક. ૩

#### સોરઠો.

ગુણ ગણિ કહે ગણેશ, શુભ કારજમાં સર્વદા;
પ્રારંભે પરમેશ, સમરૂં સરસ્વતિ રૂપતું. ૪

( ચંદ્રમુખી મદ્યપાન દુખ દર્શક નાટકમાંથી. )

#### પદ રાગ કાફી.

"હોલો હોલી કહેછે રે, પ્રભુ મારી વારે ચઢો." એ રાગ.

---

અકળ કળા તારીરે. દિસે દેવી સરસ્વતિ;
સ્હાયતા કરજે સારીરે; મૈયા[૩] દેજે શુભ મતિ. ટેક.
વ્યાસ, પરાશર, વાલ્મિક, બ્રહ્મા, આદિક રૂષિયો અપાર;

---

૨ કર. ૩ માતા.

પરમ સહાયતા તાહરી પામી, ભર્યો પુસ્તક ભંડાર;
ગિરા[૪]તો જાણે ગંગારે, તેઓ પામ્યા તુજવર્તિ; અકળ. ૧
મનુ મહર્ષીએ લખી મનુ સ્મૃતિ, ત્રિલોકયનું લેઇ તત્વ;
જેની જિવ્હાએ તું વશિ જઇને, તેમાં અચળ વસ્યું સત્વ;
જેણે તને સેવીરે, રૂડી થઇ તેની રતિ. અકળ. ૨
કવિ કોવિદને મોટા કવીશ્વર, સર્વને તારૂં શરણું;
મ્હેર તારી થઇ જે પર મોટી, નહિ તેને જન્મ કે મરણું;
છેક હોય જે છોટોરે છત તેતો પામે છતી. અકળ. ૩
આંધળા પાંગળાં નિર્ધન નબળાં, તારા વિના બિલકુલ;
ઓછો જેહને તારો આશ્રય, ભારે તે જન ખાય ભૂલ;
શકત તારે સત્વેરે, ગહન છે તારી ગતિ; અકળ. ૪
દેવી દયાળુ દયા કરીને, વસજો જિવ્હાએ વાસ;
આશ્રય મારેછે નહિ અન્યનો, એક તારીછે આશ;
મોહન કહે માજીરે, મારા માંહી નથી મતિ; અકળ. ૫

## મહીના.

(રસિક મહીના સંગ્રહમાંથી.)
"ઓધવજી સદેશો કહેજો શામને" એ રાગ.

---

સેવક થઈ સમરૂછું માતા સારદા. ટેક.
કાર્તિક માસે પંડિત કાળીદાસની,
વશિ જીભે માતા આપ્યું વરદાનજો;
અમૃત ચોઘડિયે જાણે તે અવતર્યો;
અમર થયો ને અમર કર્યો *રાજાનજો; સેવક. ૧
માગશરે માતા મળવાની આશછે;
અલબેલી તું પુર અમારા કોડજો,
જગદંબા છોજી જીભે જસ દાયણી;
આપ પ્રતાપે નાવે ખાંપણ ખોડજો. સેવક ૨
પોષે પંડિત પામ્યા પ્રખ્યાતી કઇ,

---

૪. વાણી. * ભોજને.

એ સઘળો છે માવડિ તુજ પ્રતાપજો;
પાર ન બ્રહ્મા શેષ, મહેશે પામિયા;
લખી ગયા તે વેદ પુરાણે છાપજો. સેવક. ૩
માઘે કોણ ગજું જે તુજ મહિમા લખું,
લખિ ન શકયો જ્યાં મોટો પંડિત માઘજો.
રૂતુ વસંત દિસે અદકી રળિયામણી;
દિન રજની નવ દિસે એક [1]ડાઘજો. સેવક. ૪
ફાગણ મહિને હોળી આવી ફાલતી,
વસંત શોભા શુભ ખીલે શણગારજો;
જો માતા કિંકરપર તું કરૂણા કરે,
અતિશય તારો તો માનું ઉપકારજો; સેવક. ૫
ચઈતરે ચિત ચોટયું છે તુજ ચરણમાં,
વરણ વરણમાં[2] કર તું તારો વાસજો;
શરણે સેવક આવ્યો તે ઉગારતું,
દીન દયાળ તું હું છું તારો દાસજો; સેવક. ૬
વઇશાખે વિપત્તિ વિદારો વિશ્વની,
એટલું માગું અંતર અતિ અકળાયજો;
તું માતા પિતા તું છું ઓ માવડી;
તું રીઝે તો કરે રંકને રાયજો. સેવક. ૮
જેઠે તાપ તપે મારૂં તનડું તપે;
શિતળ કરવા છાંટો કંકુ નિરજો;
અમૃત પાઇ ઉછેરો માતા માહરી,
ભવની ભાગે તો તો મારી ભીડજો. સેવક. ૮
અષાડ મહિને છોડ અષાડી [3]આપનો;
જાણો માજી જનમો જનમ જરૂરજો;
ઘન ગરજેને વળી ઝબુકે વીજળી;

---

૧ લાંછન અથવા કહેવાપણું. ૨ જાતે જાત અથવા અક્ષરે અક્ષરમાં. ૩ ભવિષ્યે થનારા કવિયોથી આગોતરો.

દ્રષ્ટિ તારી થકી નથી હું દુરજો. સેવક. ૯
શ્રાવણમાં હું સમરૂ ને સેવું સદા;
ધર તે પર તું માતા તારૂં ધ્યાન જો;
રસ બસ કર રસના *રસથી ભરપૂર તું,
વળિ વળિ માગું એ તારૂં વરદાનજો; સેવક. ૧૦
ભાદરવો ભલિભાત ભજાવો ભૂતળે;
ભારે ભારે તોજ મળે સુખ ભોગજો;
એવિજ છે ઇચ્છા મા મારે અંતરે;
અખિલ જનોને રાખો ખુશ આરોગ્યજો; સેવક.૧૧
આસો માસે સમરૂં માતા સરસ્વતિ,
વાસ વસો જીવ્હાએ શ્રી જગ માતજો;
નરનારીને નવરાત્રી મન માનતી,
તે નિરખીને મન મોહન રળિઆતજો. સેવક. ૧૨

## દોહરો.

શુણુ સેવક સરસ્વતિ કહે, તુજપરછું તૃષ્માન;
શા[૧]થી મારૂં સુત તેં, સ્મર્ણ કર્યું આ સ્થાન. ૧

## સોરઠો.

કોણ ગ્રામ શું નામ, શી ઈચ્છા છે અંતરે;
તે વિસ્તારિ તમામ, બોલ અહો તું બાળકા. ૨

## દોહરો.

કવિ કહે હે માત શુણ, વડો કસબ વખણાય;
તે શુણિ તેનો કારિગર, મનમાંહી મકલાય. ૩

## ચોપાઈ.

વિમળ તેમ મા આપો વાણ, તો તો મારાં થાય વખાણ;
હું જ કસબ કારીગર તમો, ગ્રામ નામ શું કહિયે અમો. ૧

## ઉપજાતિ છંદ.

ન કુંભકારે પરિપક્વ[૨] કીધો, કાચા નિભાડા થકિ કાઢિ લીધો;

* જીભ. ૧ શા કારણથી. ૨. પાકો.

અપક્વ[3] એવા ઘટ× માંહિ ઘાલી ભર્યા નિધિ[4]મધ્ય મુકયોઉછ.ગી

**દોહરા.**

નવ દહાડા પૂરા નહીં, રહે નિભાડો કોય;
નવ મહિના પૂરા રહે, આ ઘટ પકવ ન હોય. ૧
જુઓ નિભાડો જન કૃત, ઠરે પ્રથમથી ઠામ;
અગ્નિ પ્રદિપ્ત પછી કરે, જે કુંભાર તમામ. ૨
આતો અગ્નિ પ્રથમથી, પ્રદિપ્ત પુરો થાય;
ત્યારે ઘટ તેમાં પડે, ત્રૈણ શત દાહાડા જાય. ૩
તોપણ ઠામ ચડે નહિં, અચરજ મોટું એજ;
પ્રજાપતિનો પણ જુઓ, પ્રજાપતિ જે છેજ. ૪

**ચોપાઈ.**

ડબક ડોઈયાં થાતો જાય, આડો અવળો વાંકો થાય;
કાચો ઘટ જે પવન પ્રતીત, એવા ઘટ એમાં અગણીત. ૧
ઉંધે મુખ અડવડીયાં ખાય, સ્વાંગ વિવિધના ધરતોજાય;
તેની મુખ્ય અવસ્થા ત્રણ, સાથે લાગ્યાં જન્મ મરણ. ૨
એક અવસ્થા પણ ભોગવે, જુક્તિ એની પણ જોગવે;
બાકી પણ તેવી વહિ જાય, તત્વ ભિન્ન ભિનગળતાં થાય. ૩

**દોહરો.**

તેવા ઘટમાં તેં ભર્યું, અમૃત માતા આપ;
અમર રહ્યા અગણીત ઘટ, તે ઘટ તણે પ્રતાપ. ૧

— ❧ —

## કવિતા વિષે.

**ગરબી.**

"પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની;" એરાગ.

---

કવિને નિવાજયા તે અમ્મર રહ્યારે;
જુઓ કવિને નિવાજ્યા તે અમર રહ્યા,
બીજા બહુ જનો વહી ગયારે; જુઓ કવિને૦ ૧

---

૩. કાચો. × શરીર. ૪ સમુદ્ર.

કોણ રાજા કોણ રાંક હિસાબે,
ચક્રવર્ત્તિ પણ ચાલ્યા ગયારે. જુઓ કવિને૦ ૧
વેગણપર ગાઉ રાજનગર[1]થી,
બાદશાહ માટીમાં માટી થયારે. જુઓ કવિને૦ ૨
શ્યામળે ગાયો રૂડો રખિયલ રાજવી.
પટેલ તે અમર થઇ રહ્યારે. જુઓ કવિને૦ ૩
વસુધાપતિ જેહ વિરખેતર[2]ના;
કોણ જાણેછે હતા કયારે. જુઓ કવિને૦ ૪
પ્રેમાનંદે કીધી કંથા ઓ,[3]
મહીમા તેના રહી ગયારે. જુઓ કવિને૦ ૫
પ્રથિરાજ જેવા હતા પાંચસેં પૂરા;
*ચંદે ચડાવ્યા તે ચડી ગયારે. જુઓ કવિને૦ ૬
ભોજ જેવા પણ ભૂપ હજારો,
કાળીદાસે રાખ્યા તે અમ્મર રહ્યારે. જુઓ કવિને૦ ૭
મસીદ મીનારા મોટાં મંદિર સુંદર,
પડી પડીને તેતો પાદર થયાંરે. જુઓ કવિને૦ ૮
કરતા પુરૂષને કોય ન પિછાને,
બાવલાં ભાગી ભુકો થયાંરે. જુઓ કવિને૦ ૯
લક્ષપતિ કોટી ધ્વજ લાખ કરોડો.
કહો કોણ સાથે બાંધી ગયારે. જુઓ કવિને૦ ૧૦
બાદશાહ બાવનસેં થયા બરાબર;
અકબર એમાં અમ્મર રહ્યારે. જુઓ કવિને૦ ૧૧
સરસ્વતિ પુત્ર કવિશ્વર કહિયે;
એણે રાખ્યા તે અમ્મર રહ્યારે. જુઓ કવિને૦ ૧૨

(મોહન કાવ્યમાંથી.]

**દોહરો.**

"તાણી તોડી કાવ્ય કરિ, કવિપદ કેમ પમાય;
સુંઠ જરા કર લાધતાં, ગાંધિ ન નામ ધરાય."

---

૧ અમદાવાદથી ૨ વડોદરૂં ૩ ઓખાહરણ વગેરે.
* ચંદ કવિએ.

## કવિ વર્ગ, દોહરા.

ઉત્તમ કવિતો આદરે, હરિ રસ મય ભંડાર;
મધ્યમ કવિ નીતિ કથે, નિંદા અધમ ઉચાર. ૧

## ઉત્તમ કવિ.

ઉત્તમ કવિનુ કાવ્ય શુંણી, મારગ મોક્ષ પમાય;
પ્રભુ પદમાં પ્રીતિ વધે, અચ્યુત ઓળખ થાય. ૧

## કવિત.

મહેતા નરસિંહનું જુઓ સ્થાન ઓછું નથી.
સૂર સૂર[1] જેવું સનમાન સારૂ પામિયો;
કબીરજી કહેવાયો પ્રભુનો પરમ ભક્ત;
જશ તુલસીનો નથી ઓછો જુઓ જામિયો,
ગુણનિધિ ગોરખને માનવંતિ મીરાંબાઇ;
બ્રહ્માનંદ, મુક્તાનંદ આદિ થયા સ્વામિયો;
આજના કવિશ્વર કયાં એમ પુજાય છે કહો,
જેમ આ પુજાયા વ્યાધી, સંસારની વામિયો ૧

## મધ્યમ કવિ.

મધ્યમ કવિ કવિતા કરે, નીતિ નવિન સમજાય;
જશ વાધે જગમાં વડો. જન મન રંજન થાય. ૧

## કવિત.

ગંગ ઘરાણું તો હતું, અકબરનું અનૂપ,
કાળીદાસ કોહિનુર ભોજની કને હતો;
પટકો પ્રથિરાજનો ચારૂમતિ ચંદ ભાટ,
રખીદાસ શામળને સદા કને રાખતો;
અંગ્રેજોમાં આજ સુધી રાજ કવિતો રહે છે.
ટેનીસન દેખશો જો જોશો જઈ વિલાત તો.
રાજા અધિરાજ શુણો, ખુદાવંત ખેંગારજી,
કરતાએ પૂર્યા કોડ જે હું મુખે માગતો. ૨

---

૧ દેવતા.

**દોહરો.**

શિઘ્ર કવિ શિવલાલ. કાળિદાસ ઉદય તનુંજ;
સૂર મુરારી બાગ[1]. ભડ દીઠો કચ્છ ભૂપતિ. ૧

**અધમ કવિ.**

અધમ કવિ કવિતા કરે, સુણતાં લોક લજાય.
શ્રવણ કરે પરિપૂર્ણતો, શેર લોહિ સુકાય. ૩

**કવિત.**

અકબર ગુણ એક ગાયો, કવિ ગંગ ભાટે,
કાળીદાસે ભભકો વખાણ્યો ભોજ રાજનો,
ચડાવ્યો પૃથુને એક ચારૂમતિ ચંદ ભાટે;
રચ્યો પ્રથિરાજ રાસો કોડે તેના કાજનો,
રસના એ રખિદાસ કામળે વખાણ્યો સારો,
જાચ્યો નહીં બીજો અને કર્યો ખપ લાજનો.
ઠામ ઠામ ભોજ અને ઠામ ઠામ કાળીદાસ,
અરે આ જમાનો ક્યાંથી આવ્યો કહો આજનો. ૩

**દોહરો,**

સમય સમયના માનવી, સમય સમયનાં અંગ;
અર્વાચિન કવિ અંતરે, ખચીત રહ્યા નહી રંગ. ૧

**કવિત.**

નોખું નોખું રૂપ કાળીદાસનું કદાપી થાય,
ભોજ રૂપ અનેકને જાચે રૂપ એક જૈ;
કોઇ આપે પાઘડીને કોઈ આપે સેલું શાલ.
જાય બીજી વાર તો તે ભોજ બેસે ચુપ થૈ.
એવા એવા ભોજતો અનેક જાચે મોજ મળે.
જેવો કાળીદાસ એવું ભોજ આવ્યો રૂપ લૈ,
ઠામ ઠામ ભોજ અને ઠામ ઠામ કાળીદાસ,
અરે આજમાને ક્યાંથી જનમ્યા જનિતા કૈ. ૧

---

૧ પ્રાણજીવન મુરારજી કચ્છ ભુજ કાવ્ય પોસાળના સુરદાસ કવિ.

## કવિ વિનાનું રાજ્ય.

### ઉપજાતિ છંદ.

ન મચ્છ કે કચ્છ કશું જણાય, નવાણ એવું કદિ ના મનાય;
મીઠા વિના અન્ન જણાય જેવું, કવિ વિનાનું કહું રાજ્ય એવું. ૧
અષાડ કેરી વદિ રાત્રિ જેમ, ચડયો દિસે ચોદશ મેઘ તેમ,
જણાય ત્યારેજ ખગોળ જેવું. કવિ વિનાનું કહું રાજ્ય એવું. ૨
સમાજને રાજ્ય કવિ વિનાની, ટોળી મળી હોયજ હીજડાની;
અહા ભવાનિય કુટાય કેવું, કવિ વિનાનું કહું રાજ્ય એવું. ૩
દરેક ભાષા દરએક દેશ, દરેક મધ્યેજ દિસે કવેશ;
જેમાં નહીં તેહ જણાય જેવું, કવિ વિનાનું કહું રાજ્ય એવું,
ભણ્યો ગણ્યો ભૂપતિ ખુબ ભારે, એનીજ ઇંદ્રાદિક આશ ધારે;
જો નમ્ર તેનુંજ શરીર જેવું, કવિ વિનાનું કહું રાજ્ય એવું, ૫
છે આઠમુ અંગ કવીશ કેરૂં, સમાજમાં જેમ મનાય મેરૂં.
છે શાસ્ત્ર સર્વેનું સદા કહેવું, કવિ વિનાનું કહું રાજ્ય એવું. ૬

### સોરઠો.

પદના ઘણા પ્રકાર, કોટી પ્રકાર કવિ તણાં;
અરે આળ પંપાળ, આ મુજ કવિતા તે કને. ૧

### કવિત.

કવિ થૈ કમાવા માટે કદાપિ કવિ શ્વ રમે,
કવિતા કોડથી કોઈ પ્રકારે કવિ નથી;
વ્હાલ ધરી વિશ્વ મધ્યે વિશેષ મેં વિશ્વીજન.
વાણી પક્ષપાત તણી અલ્પ ઉચરી નથી.
સારા સારા ગ્રહસ્થ શોધીને લેવા શિરપાવ;
સબબ સુકિર્તિની સરીતા નીસરી નથી;
કવિ કોઈ કાળ કેરી મેં કલમ કાઢી નથી.
તેમ હવે કાઢવાની ઈચ્છા મેં ધરી નથી. ૨

### સવૈયો

જ્યાં મહાસાગર મુખ્ય અનેક ત્યાં છિલ્લર[૨]નાં છિછરાંકહાંપાણી

૧ ગ્રંથનું અંગ ૨ ખાબોચીયાં

નોબતનાદ સુણયા નહિ જાય ત્યાં તૂતિ બિચારિ ફરેશું ફુલાણી;
મેરૂ સમાશત લાખ કને તૃણ એક વિશેક વદુ શું વખાણી;
કોટિ પડયા કવિ કોવિદ ત્યાં કુણમાત્ર કહું મન મોહનવાણી. ૩

દોહરો

તે વાણીમાં જો વસો, વરસે સુધા પ્રવાહ;
જેવો છે તેવો રહે, રૂડો કુળનો રાહ. ૧

ઇન્દ્રવિજય છંદ.

કોઇક પુત્ર તો થાવર જંગમ તાતતણું જર મેળવિ જામ્યો,
કોઈક પુત્ર મુશાળ તણી લઇને મિલકત મુશાળ વિરામ્યો;
સમૃધિ કોઇ સ્વસુરનિ લેઇ સ્વસુર ગૃહે વશિલેજ વિસામો;
નેણને વેણ કવિત્વપણું, વળી વર્ણવતાં હું પિતા થકિ પામ્યો;

સોરઠો

ઉપર લખિયા એમ, વિધ વિધ રિતિના વારસા;
મળતાં ઘટતો તેમ, અધિકતામાં એ મળ્યો. ૩

દોહરો

તથાસ્તુ જગ દંબા કહી, વસ્યાં જિવ્હાએ વાસ;
પ્રકરણ પ્રથમ હવે પછી, પ્રેમે કરૂં પ્રકાશ. ૧

## આ પુસ્તક વિષે ઈશારો.

હું સુત દલપતરામનો, જુઓ સજનછું જેમં;
બચ્યું દલપત કાવ્યનું, આ પુસ્તક પણ એમ. ૧

સવૈયો

સવંત ઓગણિસોપર બાવિશથી કરિ કાવ્ય કૃતિ શરૂવાતી,
ચાળીસ ઉપર ચાર નિઆ શુભ વિક્રમ સાલ વિશેષ સુહાતી,
બાવિશ વર્ષની બાવિશિ આ ગુણ ગ્રાહિ ગ્રહસ્થ હજુરગણાતિ
દોહન મોહન કાવ્ય તણું અરપુ કરિ ઉર થવા સુખશાંતિ. ૧

## આ પુસ્તક વિશે અભિપ્રાય.

### સવૈયો.

ભાષણ મોહનલાલ તણુંજ, મનોહરને વળી મોબતવાળું
સુંદર શબ્દનું સંગ્રહસ્થાંન નિધાંન રસોનું દીસેછે રૂપાળું.
વૃત તણો વદીએ વળિ બાગ અથાગ સુઅર્થથી ફુલ ફળાળું;
ડાપણવંત કવિ દલપત્ત તનુંજનું ભાષણ રૂડું રસાળું. ૧
પાવન રિઝક છે પ્રથમેકુ સમેસુ શમેંજ ગમે જન ઝારી.
શ્લેશ દૂની યમકોથી જડીત ઘટીત ગુણો જુત આનંદકારી.
એમ અલંકૃત અક્ષર આદ નહી અપવાદ દિસે દુખહારી.
વાહ વખાંણી લધા વદ મોહનલાલનુ ભાષણ મોહનકારી. ૨

શ્રાવણ સુદ ૧૫ સવત ૧૯૪૪ વિક્રમાજીત વર્ષ. કચ્છી

દા. લાધારામ કવિ.

કચ્છ અંજાર નિવાસી.



# प्रकरण १ लुं.

## કવિ વિજ્ઞપ્તિ.

### ઉપજાતિ છંદ.

રે પંથિછું હું જન આપ જેવો. છે પંથ જાણો વળી આપ+એવો.
મળ્યા છિયેકે મળીશુ ફરીને, એ વાત છે હાથજ શ્રી હરિને. ૧
ગણાય અર્વાચિન [1]કાળ આછે, પ્રજા જુઓ ભૂત[2]તણીજ કયાંછે!
પોઢશો પોઢશ! મુખે કહેતાં, વાતો રહી જેવદિ વાટ વ્હેતાં. ૨
છે તેમ આ ખેલ જરૂર એવો, રેલો દિસે તે જળનોજ જેવો
વિશ્રામ લેવા શ્રમ દૂર થાવા. કરાળ[3]આ પંથ વળિ કપાવા. ૩
વિનોદ વાતો કરિયે વિશેષે, થતી પ્રજા યાદ કરે ઇ[4]મિષે;[5]
આ જ્ઞાન તંતુ રૂપિયા અછોડા, છે છુટ મુકયા મન રૂપિ ઘોડા ૪
ત્યાં સપ્ત મૂખા શું હિસાબમાંછે, ફોટો ગરાફી[6]અવલેજ આછે
તે જોઇ ન્યાંળી વિગતે વિચારો, મને તમારો પ્રિય મિત્ર ધારો ૫

### દોહરા.

દર્પણુ[7] દીઠાં કાચનાં, આપે હર્શ અનેક;
દર્પણુ આ મુજ દિલનું, ઓ અવલોકો એક. ૧
કવર[8] કલાઇ કાચ ભારિ, માથે ઝાઝો મેલ;
ખાંતે જો ખુલ્લુ કરો, તો દિસે ચિત રેલ. ૨
સરસ કોર સોનેરિ કાં, કાં રંગ લીલો લાલ;
માન સરોવર કાચ મહિં, છે જોવાનો તાલ. ૩

### ભુજંગી છંદ.

ભર્યું નિર શું નિર્મળું જાણિયેછે, મહા મુનિનું નિર્મળું મન[9]એછે
કવિ નિર્મળાનું કિવા કાવ્ય એછે, શશિ[10] અર્ક[11] સાક્ષાત શું જાણિયે છે. ૧

---

+ જળ માર્ગ. ૧ હાલ. ૨ ગયો તે વખત. ૩ વિકરાળ.
૪ એ. ૫ બહાને. ૬ તસવીર. ૭ આરસી. ૮ પડ.
૯ મન. ૧૦ ચંદ્ર. ૧૧ સુર્ય.

કિંવા છેકટોરો અમિ[૧૨]નો ભરેલો, નિધિ[૧૩]મંથતાં જાણિયે નીકળેલો
પિતાં દેવતાની પ્રસાદિ વધેલી, હશે કોઇ હોંશી જને સંગ્રહેલી[૧૪]
લિલા લાલ ઉદા[૧૫]રુડા રંગ જેછે. રૂડુ જાણિ રંગીન આકાશએછે;
કિંવા શેઠ પાતાળિનું આવિયુંછે, અહીં ચોરિથી ગાલ મઢુરિયુછે.
સજી સોળ[૧]કાં ભેટવા કૃષ્ણચાલી, બહુ વ્યાકુળી થૈ[૨]અણુભાણબાળી.
પ્રસેવો ભુતાં પાલવે[૩]મુખનોએ, ખરેલોનિલાડેથિ કાં ચાંદલોછે. ૪

## દોહરો.

મમદિલ દર્પણ કાવ્ય આ, દોહન[૪]કવિત તેમ;
દુધ, દહી, માખણ જુઓ, પરસ્પરે છે જેમ. ૧

## કવિત.

પ્રથમ પ્રકરણ એ પુસ્તક આપે બતાવે,
ધરી શીખ સાંભળ તો, સાર કહું આપને;
કામિનિ[૫]કવિતા રૂપી કહેવાય પદ્મણી છે,
ખરી સોચનામાં ખુશી એતો કરે આપને;
ભાવ ધરી ભીતરથી ભણે ભલી ભાત ભાઇ,
પરીસો* પ્રકાશ જેનો એતો આપુ આપને;
અલંકાર એક પણ અંગમાં અધુરો નહી,
કરી શોભા પુરી શણગારી સોંપૂ આપને; ૧
પ્રકરણ બીજુ પ્રભુ તણી પ્રભુતાનું પેખો,
પ્રગટ પુરૂષ તણું જ્ઞાન પૂર્ણ પ્રગટે;
આત્મ પરમાત્મ તણુ ઉરે ઓળખાણ આવે,
અક્ષિકા[૬]અંજાતાં એવા આંજણને ઉપટે.
ત્રિજુ પ્રકરણ જો તમામ જોતરામ તો તે,
તુલ્યે નથી ત્યાગિયોને ત્રિવેણી[૭]તણે તટે;
મટે મહી મંડળમાં મોહન જનમ મર્ણ;

---

૧૨ અમૃત. ૧૩ સમુદ્ર ૧૪ સંઘરેલી ૧૫ આયમાની;
૧ શ્રંગાર, અધ્યાહાર ૨ થઇ ૩ છેડો
૪ સાર, ૫ સ્ત્રી, * અપ્સરા જેવો. ૬ આંખ
૭ ગંગા જમનાં સરસ્વતિના સિંગમ

માનવીમાં મોટુ માન મળે સાટે સામટે. ૨
પ્રકરણ ચોથુ ચતુરાન નજા[8]ચિત્તે ચેતો,
ચાતુર્યતા ચતુરને ચોગણી ચિત્તે ચડે;
પાંચમુ પ્રકરણ એ લાયક શ્રી લક્ષ્મીજીનું,
ના લાયક લાયક થૈ[9]લાયકી થકી લડે;
છઠ્ઠામાં છે નીતિ નિત્ય નિત્ય નિહાળો નવિન;
નષ્ટકારી નિશંક કદિ ન નરને નડે;
સાતમે સંસાર શિક્ષા સજ્જનને સરસ છે;
સુલભ છે શીખવી જો શીખ એવી સાદડે. ૩
દેશાટન પ્રકરણ વસૂ[1] સંખ્યાનું વિચારી,
વર્ધમાનપુરી[2] વિરક્ષેત્ર[3] આદિ વર્ણવું;
મહા માયા પુરી[4] માથે રાન ગિરિ[5] મસ્તકે છે,
મેં જોયાં તે મુખ્ય મુખ્ય મારા મુખથી કહું;
ધરાંગધરાને ધ્રોળ ધિમંત[6] ધરાપતિનાં[7].
ધારી કવિ ધર્મ નોંધમાં મેં ધાર્યું નોંધવું;
લીંબડીને લખતર ખંડર છે લખાણમાં,
કિનારો તાપીનો ને લાયક કચ્છ લખવું. ૪
દેશાટન વિશે દખિયા જે દેહધારી રૂડા,
દેવ તુલ્ય ધારી તેની દિપ્તિ મેં દેખાડીછે;
તાવ, ઢુંટિયું ઈત્યાદિ તોફાન તમામ જે તે,
તર્ક કરી તેવી તેની સ્થિતિ તેમાં માંડીછે;
દિલ દરિયાફ્ થવા દોસ્તને દુખિયાં મધ્ય,
દુષ્ટની દુષ્ટતા દર્પણમાં તે દેખાડી છે;
નવમું પ્રકરણ છે નામ નિરધાર્યું નક્કી,
કાવ્ય કળા પ્રકરણ એ થકી અગાડીછે. ૫



૮ વિદ્યા ૯ થઈ ૧ આઠ ૨ વઢવાણ ૩ વડોદરૂં
૪ મુંબાઈ ૫ પર્વત ૬ બુદ્ધિવાન ૭ પૃથ્વિ

## મારા રચેલા ગ્રંથો વિશે.

### છપય છંદ.

કાવ્ય સાર સંગ્રહે, પ્રથમ મે કાવ્ય ઉચાર્યું;
ર[1]ચ્યું કાવ્ય[2] રસ સુધા, તેહ ડાહ્યાભાઈ સારૂ,
પ્રેમ રસ[3] કેરૂ કાવ્ય, રચાવ્યું ભોગીલાલે.
ચતુર્થ હંસ ચાતૂરી ભટ હરગોવિંદ બાળે+;
રચિ અરપ્યો સ્ત્રીનો[5] વિશય મેં, રૂડા રાવબ્હાદૂર[8]ને;
મોટુ વળિ મોહન કાવ્ય મેં, કપોળના કોહિનૂર[9]ને; ૧
તામસ કરિ[7]કરિ તુટિયે, ફુલચંદ તને છપાવ્યું;
મેઓ કેરૂં[8]મણું, ચુનીલાલે પ્રગટાવ્યું,
છાપ્યો છપ્પન ભોગ, છગન મગનનો ભાઇ;
ગુણ[10]વર્ણન ગોપાળ, ચૂનિલાલે થઈ સહાઈ;
વળિ બાળલગ્ન નિષેધ મેં, સારાભાઈ સુત વાસતે;
દુખદર્શકનાટક[12]દ્વિત્રિયા, રચિ દોલતને કાજ તે. ૨
જયકુમારિ[13]વિલાસ, કર્યો બાલાભાઈ કીધે;
રસિક[14]મહિના સંગ્રહ, સવાઈ કેરે લીધે;
ચંદ્ર મુખીમાં[15]કાંક, કાંક કજોડા[16]માં છે,
તાપી[17]મૂલ વર્ણન, તથા કંઈ[18]છાપામાં છે.
ચંદ્રોદય[19]ને સમશેરમાં, ભરી ભોમિયા[20]માંહિછે;
ગીતાને[21]નંદબત્રિશિમાં, કવિતા મારિ સમાઈછે. ૩

### દોહરો.

[23]રાજ્ય[2]પુત્ર વિવાહને, સ્ત્રી[24]દર્પણ સુખ સાર;
ગુમ થયા એ ગ્રંથ બે, કીધો સોધ અપાર. ૧

### સોરઠો.

લખી[25]હેતુ[3]ને કાજ, કેર[26]રજવાડા[4]માં લખી;
નેટ આવિ તેનાજ,[5]છપાવવાને કાજ તે. ૨

---

+ ગંગાશંકર હરગોવિંદ. ૧ મુંબાઇ ચાબુક વિગરે.
૨ ધરાંગધરાના રાજ્ય સાહેબ. ૩ મિત્રોમાં
૪ લખતર વગેરે ૫ ન મળી શકી.
૮ ગોપાળજી સુરભાઇ. ૯ સર મંગળદાસ નથુભાઈ.

### ચોપાઈ.

લક્ષ્મી મહિમા[૨૭]કીધો વડો, વહુ હરકાર તણો રાસડો;
મલારરાવનો[૨૯]ગરબો કીધ, સંજોગી સારૂં ધરણીંદ[૬] ૧
ભાઈચંદ[૩૧]જગજીવન ચોકશી, વર્ણન કીધું તેનું ધશી;
વડોદરાની[૩૨]ધાંચણ મૂઈ, તેનું વર્ણન કીધું જોઇ. ૨
સૂરતના[૩૩]ડાહ્યાભાઇ કાજે, લખ્યું એક પુસ્તક મેં ત્યાજ;
વિદ્યા[૩૪]મહિમા વેગે કર્યો, વળી માસિક મિત્રે ઉચર્યો, ૩

### દોહરો.

અર્ધ કિશોરી વય થતાં, વસ્યો આવી વઢવાણ;[૭]
જિત ઝાલા રાજન તણી, ઉત્તમ જયાંછે આણ. ૧
મહિપતિ કુળ મકમાણનો, રાજસિંહ મહારાજ;
પેખ્યો કુમાર પાટવી, ચંદ્ર ચંદ્ર શિરતાજ. ૨
બીજિ રાણીએ રાયને, હતાં હરિબા નામ;
કેસરિસિંહ તન તેહનો,[૮]૩૫ ગુણ કેરો ધામ. ૩
ત્યારે જીજીબા હતાં, માનેતાં મ્હારાણિ;
કારકિર્દિ નારદ[૯]તણી, વિશ્વ વિશે વખણાંણિ. ૪
રાણી એવાં રાયનાં, તેની કુંવરી એક;
જામનગર પરણાવિને, જણવ્યોવડો વિવેક. ૫

### સોરઠો.

અધિકો ધરિ ઉત્સાહ, જમાઈ કીધો જામ[૧]ને;
વખતુબા વિવાહ, એ અવસર વર્ણન રચ્યું. ૧

### ઉપજાતી છંદ.

રૂડી હતી ત્યાં સરકારી શાળા, ભણે જહાં સૈ ગુજરાતીવાળા,
ગુરૂ રવિદત્ત*જ કાળિદાસ, થયોસુ ત્યાંથી કવિતા પ્રકાશ,

### દોહરો

પિંગળ તેજ પઢાવતો. ફક્ત છંદનાં માપ;

---

૬ ધરણીંદ્રસુરી શ્રી બુજ ૭ સંવત ૧૯૧૪-૧૫ માં ૮ તેના કુવરને ઝાલરા પાટણની ગાદી મળી, ૯ નારદ ભાઈ. ૧ વિભાજી સાહેબ * દીકરો.

રચતો રૂડા દોહરા, એ વખતે હું આપ. ૧
પુર્ણું કિશોરી વય થતાં, આવ્યો અમદાવાદ;
શુદ્ધ સ્વરૂપ સુરચંદ સુત, મળ્યા મિત્ર તે બાદ. ૨
ખોટ પડિ આવી ખચિત, એવાંમાં નિજ અંગ;
ઉમંગ ઉરનો ભાગતાં, તજયો શ્રીપુરનો સંગ, ૩

**સોરઠો:**

વિક્રમ શક વરતાય, ઓગણિસો ઓગણત્રિસો;
સાલે હૃદય સદાય, ભાદ્રપદી વદિ પંચમી. ૧

**સવૈયો.**

જન્મ ધરી શુભ શ્રીપૂર અંદર, અર્ધ કિશોરી તહાંજ ગુજારી
પુર્ણું કિશોરી કરી વઢવાણુ, વસ્યો પછિ જન્મ સ્થળે સુખ ધારી
પહેલિ વિશી પછી મુંબઇ, સુરત. જે વટપૂર* થકી કરિયારી.
પૂરણ વર્ષ પચીશ થયે, મન મોહન કચ્છનિ જોઇ કિનારી.૧

**છપક છંદ.**

મ્હા દુખ દેહે રોગ, મહા દુખ માથે દેવું;
મ્હા દુખ પેટ ન પુત્ર, પરાધિન મહાદુખ રહેવું;
મ્હા દુખ કુટંબ કુસંપ, મહા દુખ દરિદ્રતાનું;
મ્હા દુખ અતિ અપમાન, મહા દુખ રાંડિ સુતા[૧]નું;
મ્હા દુખમાં દુખ એ ધાન્યનું, સાક્ષી સરવે લોક દે;
પણ મન મોહન મહા દુઃખતો, પ્રોઢ પ્રીતિ વિયોગ દે. ૧

**સવૈયો.**

ઉત્તમથી અધિકી પણ ઉત્તમ, છેક કનિષ્ઠ કનિષ્ટ પણામાં;
લીંબડીથી કડવી લખધા, ગળિ સાકરથી પણ કોટિ કલ્યામાં;
અમૃતમાં પણ અમૃત એક, વળી વિષથી વિષઇ[૨]વિષતા[૩]માં;
રે મન મોહન એક લહે પ્રભુ, જે નિત્ય પ્રિતિ દહે દિલડામાં. ૧



---

૨ સં. ૧૯૨૧ના વૈશાખમાં * વડોદરું.
૧ દીકરી ૨ કડવી ૩ કડવાશ

## મિત્ર વિયોગ કષ્ટાષ્ટક.

### ચોપાઇ.

માત પિતા બાંધુ બળવાન, સરસ્વતિ સંપ અને સનમાન;
અગણિત માયા કેરા ઓઘ,[4] વિશેષ સાલે મિત્રવિયોગ ૧
આલમ આપે આદરમાન, વાહનમાં ખાસાં વર્ધમાન;
અંગ વળિ અધિકું આરોગ્ય, વિશેષ સાલે મિત્ર વિયોગ. ૨
બાજી ગંજીફા સેતરંજ, કાવ્ય કળા પૂરી મનરંજ;
જથાર્થ સરવેનો હોય જોગ, વિશેષ સાલે મિત્ર વિયોગ. ૩
ખલક વિશે વળી ખ્યાતિ ખરી, હોય મુકયા ભંડારો ભરી.
મનભાવિક મળતા હોય ભોગ,[5] વિશેષ સાલે મિત્રવિયોગ. ૪
કોટિ કર્યાં પરમારથ કામ, પૂરણ પરોપકારી નામ;
થાય અવરના યોગે યોગ, વિશેષ સાલે મિત્ર વિયોગ. ૫
ઘેર મશ્કરા ગપ્પી ઘણા, મળે નહિ વૈભવમાં મણા;
મિત્ર વિજોગ વડો અવજોગ, વિશેષ સાલે મિત્ર વિયોગ. ૬
પ્રિયા પુત્ર પુત્રીને બેન, ચિતમાં તોય પડે નહિ ચેન,
રૈરવ મોટો એછે રોગ, વિશેષ સાલે મિત્ર વિયોગ. ૭
હજાર વિધનાં દે દુખ હાલ, જન્મ ધરી જોતાં જંજાળ.
પણ સ્નેહીનો અણ સંજોગ, વિશેષ સાલે મિત્ર વિયોગ. ૮

### સવૈયા.

રણ[6]તણું દુખ તે પણ રાખ, ન લાખ ચડે કદિ વ્યાજ કરોડુ;[7]
પેટ તણું પણ કોણ ગણે, ગત થાવર જંગમનું પણ થોડું;
એ દુખથી દુખ અન્ય નહી, મન મોહન માન મહિપ.તે મોટયું.
મેં મન માન્યું અનુભવથી, દુખ પ્રિતિ વિયોગનું સર્વથિ પ્રોઢું ૧

### દોહરો.

એમ અનુભવ સિદ્ધ જે, આગળ તેજ લખીશ;
દ્વિતીય પ્રકરણ પ્રભુતણી, પ્રભુતાઈ વરણીશ. ૧



૪ ઢગલો, ૫ ખાવા પીવાનું ૬ દેવું ૭ કોટાંનકોટી.

# प्रकरण २ जुं.

## ઈશ્વર સંબંધી કાવ્ય.

### પ્રભુ સ્તુતિ.

#### ચોપાઈ.

જયજય જયજય શ્રી જગદીશ, અખિલ જગતનો તું છું ઈશ
મંગલકારી મોટું નામ, પરથમ તુજને કરૂં પ્રણામ. ૧

#### સોરઠો.

તારૂં કરૂં વખાણ, વંદિ પ્રથમ વિશ્વંભરા;
રંજન થાય સુજાણ, જશ દેજે તું જીભમાં. ૧

---

### પ્રભુ છે તે વિશે.

#### દોહરો.

જો કહિએ ઇશ્વર નથી, તો તે કેમ મનાય;
જો કહિયે જગજીવ[1] નથી, જગથી કયમ જીવાય? ૧
વિશ્વકર્મા જયારે થયા, ત્યારે થઇ જગખ્યાત;
કડિયા અને સૂતારની, વિદ્યાની શરૂવાત, ૨
ધન્વતરિ વૈદક રચ્યું, જોશિ થયા સહદેવ;
એમ જગતમાં અવ નવા, ઉપન્યા નર*નરદેવ. ૩
ત્યારે સાધન કઈ થયાં, નવાં જગત મોઝાર;
નહિતો દુનિયાં બાપડી. હતી ગરિબ નાદાર. ૪
કરતા વિણ કશુંએ નથી, જુઓ વિચારી કામ;
તો તેવા પુરૂષો પ્રગટ, થાત કયાંથિ આ ઠામ? ૫
લોક અને પરલોક છે, ઇશ્વરને આધાર;
તે જો કહિએ છે નહીં, કયમ ચાલે સંસાર? ૬

---

૧ પવન.

# ઈશ્વરના રૂપ વિશે.

## ચાર આંધળાની વાત.

### દોહરા.

નિશ્ચક્ષુ નર ચાર[*]તે, બેઠા કરિ એકાંત;
હાથી ત્યાં કેવો હશે, તેની ચાલી વાત. ૧
એક કહે ગજ હાથિનું, નામ કહે નરનાર;
માટે સઈ[2]ના ગજ સમો. હાથીનો આકાર; ૨
બીજો ત્યારે બોલિયો, હું નવ માનું એહ;
હાથીનો આકારતો, હાથ પ્રમાણે છેય. ૩
ત્રીજો તાડુકી કહે, બો... સઉની મત્ય;
ઐરાયત એહિરાવણો,[3]સરવે માનો સત્ય. ૪
ચોથો બોલ્યો ચતુર થઈ કુંજર નામ લખાય;
માટે જેવાં કુંજરાં, તેવો હાથિ મનાય. ૫
વાતો કરતા વઢિ પડયા, ગયા ચ્યાર દરબાર;
વરણવિ કહિ ત્યાં વારતા, સકળ સભા મોઝાર. ૬
શુણી સભા એકેકને, અનુચર[1]આપી સાથ;
કહ્યું જઈ હાથી ઉપર, ફેરવિ જો જો હાથ. ૭
અનુચરે જણ એકને, જઈ બતાવ્યો કાન;
તેણે હાથિ માનિયો, સુપડાતણી સમાન. ૮
બીજો અનુચર બોલીયો, ગ્રહિ[2]બીજનની બાંહ;
આવ હાથિ અવલોકવા, ગજશાળાની માંહ; ૯
તેણે તેના હાથમાં, સબળી આપી સૂંઢ;
મોરી[3]જેવો માનિને, આવ્યો વળી એ મૂઢ. ૧૦
ત્રીજાને ત્રીજા જણે, જઈ દેખાડયો પાય;
તેણે માન્યું સ્થંભશો,[5]કુંજર[6]નહિ કહેવાય. ૧

---

૨ દરજી ૩. રાવણનો મિત્ર * નર અને રાજા,
૧ ચાકર. ૨, પકડી. ૩. સાંખેલું ૪, મુર્ખ
૫ થાંભલો ૬ મુખ.

ચોથે ચોથા સાથ જઈ, પકડાવ્યું કર પુછ;
હાથી સાવરણી સમો, માની મરડી મુંછ. ૨
પછી સભાએ પુછિયું હવે કહો આ ઠાર;
જો જોયો જાતે જઈ, હાથીનો આકાર. ૩
જેને જેહ અનૂચરે, જે હાથીનું અંગ;
હતું બતાવ્યું તે મુજબ, વંરણ્યું એજ પ્રસંગ ૪
એક કહે સુપડા સમો, મોરી માની અન્ય;
ત્રીજો કહેછે સ્થંભશો, ચોથો વંધો વદંન. ૫
સાચો સાવરણી સમો. એમાં નહિ સંદેહ;
પણ ચારેમાં કોઇના, શકનો નાવ્યો છેહ. ૬
તેમ પ્રભૂ આકાર પણ, અજ્ઞાની ઉરમાંય,
પેલા અનુચરની પઠે, ગુરૂ દેખાડી જાય. ૭
જે ગુરૂ જેવા રૂપનો, આપેછે ઉપદેશ.
તેવાં સ્થાપી રૂપ સઊ, પુજે કરિ પરમેશ. ૮
જેમ કાન પગ પુંછડું, હસ્તિ તણા અવેવં;
તેમજ સ્થાપિત રૂપ સઉ, છે દેવાધિ દેવ, ૯



## જયાં ત્યાં ઈશ્વરછે તે વિશે.

### દોહરો.

જળમાં કે થળમાં જુઓ, ઝાડ બીડમાં જેમ;
વિશ્વપતિની વાસના, અવલોકાશે એમ. ૧
પાતાળે પણ પ્રભુ તણો, છે પરિપૂર્ણ પ્રવેશ.
આકાશે એનો અમલ, જ્યાં ત્યાં છે પરમેશ. ૨



## ઈશ્વર દ્રશ્યછે કે અદ્રશ્ય તે વિશે.

### દોહરો.

જ્ઞાન ચક્ષુ જેનાં દિસે, સબળાં તેને દ્રશ્ય,
જ્ઞાન ચક્ષુ નબળાં તણા, ઇશ્વર ગણે અદ્રશ્ય. ૧

ધુઅડ કહે જુઠું ઘણું, બોલે જગના લોક;
મેં જાણ્યું તું[1] મન વિશે, હશે જુઠા જન કોક. ૨
પ્રત્યક્ષ દીઠું પારખું, સઉ કહે ઉગે સુર;
મેં મારી ઉમર વિશે, દિઠું ન તેનું નૂર. ૩
નિત્ય નિત્ય ઉગે કહે, કદી ન દેખું આપ;
સાચું માનું શી રીતે, એવું જૂઠ અમાપ. ૪
નાસ્તિકનું પણ એમ છે, નહિ જ્ઞાનનાં ચક્ષુ;
પ્રભુ પ્રદર્શન ક્યાં થકું, પામે આપ પ્રત્યક્ષ. ૫

---

## ઈશ્વરના તેજ વિશે

### દોહરા.

આંબલિ આંબા લીંબડા, વૃક્ષ અઢારે ભાર;
માણસના મુખ ઉપરે, દીસે તેજ અપાર.
પશુ પંખીમાં પણ જુઓ, જ્યાં લગી તેનું તેજ.
ત્યાં લગી રજનીને દિવસ, અતિ શોભા દે એજ. ૨
કુમળાં ફુલ જિવ નિજવાં, પાકાં રૂડાં પાન;
તેજ જતાં ઇશ્વર તણું, દીઠાં ધૂળ સમાન. ૩



## ઈશ્વર કોઈનો જુદો નથી.

### દોહરા

હિંદુ કહેશે લૂગડાં, કપડાં મૂસલમાન;
સાહિબ શાણા કલાથ કહે, વસ્તૂ એક નિદાન. ૧
તેમજ પ્રભુ જે આપણો, એજ પુજે ઈંગ્રેજ;
મુસલમાન અલ્લા કહી, પણ પુજેછે એજ. ૨
આલમાઈટિ[2] અલ્લા નથી, અન્ય પરાયા દેવ;
ભાષા ફેરે નામ છે, સ્નેહે કરવી સેવ. ૩

---

૧ જાણ્યું હતું. ૨ સર્વ શક્તિમાન.

### સવૈયો

ઉગમણો રહિ એક જપે રહિ આથમણો પણ એક પુકારે;
એક ઉભો રહિ ધ્યાન ધરે ધરિ ઢીચણ એક ઉચાર ઉચારે;
પેટ વરાળિયે એક પડે વળિ મસ્તક એક ધડિ ધડિ ઢાળે;
સાહિબ એક તે બેય તણી સ્તુતિ સ્નેહ સહીત ઉચીત સ્વિકારે.૧

### દોહરો.

એક ઉતારે પગરખાં, ટોપિ ઉતારે એક;
સરખા બે સાહેબને, નહી મીન કે મેખ.

### કવિત

એક દંપતીનાં એક પૂત્ર અને પુત્રિ હતાં.
રમતાં ભેળાં ને રાડ કરતાં ઘડી ઘડી;
પુત્ર કહે પુત્રિને પિતાજી પામે તારો મણું;
પુત્રિ કહે મરે તારો તાત તે તરફડી;
એટલું અજ્ઞાન જે ન જાણે, પિતા એક કે બે,
બાળકો અજ્ઞાન જ્ઞાન હિણ પુત્રિ બાપડી;
કહે મન મોહન છે કરતાર એક પણ,
આપણે અજ્ઞાનની છે કાંધે કાવડી ધરી. ૩

### દોહરો.

કરતા પુરૂષ એક છે, બે દેખે અજ્ઞાન;
ત્રાંશી આંખે ચંદ્રમા, દીસે બે દિલજાન. ૪

---

## ઈશ્વરી શક્તિ વિશે.

### દોહરા.

શ્રી સુરજને ચંદ્રમા, આપે છે અજવાસ;
એ અવલોકી ને પછી, અવલોકો આકાશ. ૧
ધરા નિરાધારી ફરે, ઊડગણુ[2]નો આભાસ;
એ સઉ શક્તિ ઈશ્વરી, પંડિત કરે પ્રકાશ. ૨

---

૧ જોડા ૨ તારા.

## ઈશ્વરના ડહાપણ વિશે

### દોહરા.

જ્યાં ભુમિ ખારી જુઓ, વસે ન માનવ વાસ;
નાળિયેરિ ત્યાં નીપજે, બહુધા બારે માસ. ૧
આમ વસંતિ ગાયને, શીંગ બનાવ્યાં શીર;
વાઘ વરૂ વન વાસિને, નોર દિધા બળવીર. ૨
લાંબી ડોકે ઊટિયું, હાથી લાંબી સૂંઢ;
જુઓ જગત કરતારનો, વિચાર કેવો પ્રૌઢ. ૩

---

## ઈશ્વરી નિયમ વિશે.

### દોહરા.

શીયાળામાં શીતને, ઉન્હાળામાં તાપ;
વૃષ્ટિ ચોમાસા વિશે, એજ નિહાળો આપ. ૧
કંઇક કર્યાછે કાયદા, એમ જગત મોઝાર;
ઘડનારો ડાહ્યો ઘણો, કહિયે જગ કરતાર. ૨

---

## ઈશ્વરની અદ્ભુત ગતિ વિશે

### દોહરા.

કેમ રચી ઘટ માળ આ, જન જનમેગત થાય,
પશુ પંખી પણ એ રીતે, જગમાં આવે જાય. ૧
ઘઉં મગ મઠને બાજરી, જળ શીંચ્યાથી થાય;
વૃક્ષ અઢારે ભારને, જુઓ કોણ જળ પાય. ૨
બહુ કોટી બ્રહ્માંડ આ, ચપળ હશે કે સ્થીર;
અધર હશે કે કોઇનો, હશે આશરો વીર? ૩
જે ફરતા સઉ જોઇએ, તારા સૂરજ ચંદ;
કેમ રહ્યા આકાશમાં, બાંધ્યા કે નિબંધ? ૪

## ઈશ્વરને સહુની ફીકર છે તે વિશે

### દોહરો.

કરતાને કશુએ નથી, ઓસે લોક અબુદ્ધ;
જનમ્યા પ્રથમ જમાવિયું, માતાને તન દુધ. ૧



## ઈશ્વરી આકૃતિ વિશે

### દોહરા.

હલકી કાં ભારે હશે, કાં રંગે રંગેલ,
સઘળી કાં સાદી હશે, કાંતો રૂપે રશેલ. ૧
દ્રષ્ટે કો દેખે નહી, સ્વર શ્રવણે ન સુણાય;
અડકે જેના અંગને, જન તે માર્યો જાય. ૨



## ઈશ્વરના ઉપકાર વિશે

### દોહરા.

પશુ પંખિને પ્રેરણા આપી શક્તિ એક;
આપણને ઈશ્વર દિધી, અક્કલ ભાતિ અનેક ૧
કીધાં ઝાડ કપાસનાં, વસ્ત્ર વિવિધને કાજ;
કરતા કરૂણાથી મળે, અવની થકી અનાજ. ૨
જેની આપણને જરૂર, તે કીધુ તઇયાર,
એ સઘળો ઈશ્વર તણો, આપણ પર ઉપકાર. ૩

### કવિત.

જળ રૂપ કહેતો તે ખોટુ નથી જરા પણ,
અગ્નિ રૂપ કહેતો તે ખરૂ ઉચરેજ છે;
પવન રૂપી ગણેતો પ્રભુ છે પવન રૂપી,
મૃતિકામાં ગણે તો મ્રતિકાથી મળેજછે:
પથર રૂપિ ગણેતો પહાણ પ્રવેશિત છે,
લોહ રૂપ ગણેતો લોઢાથી નીસરેજ છે;
લાકડામાં ભકત કોઇ ભાવ રાખી ભક્તિ કરે;

ફળી કલ્પતરૂ તણું થય તે ફળેજ છે. ૧

દોહરો.

એમજ કઈક પ્રકારનાં, અનેક છે આકીન.
પણ પ્રતક્ષ પ્રભુ જુઓ, નથી ભકતથી ભીન,

કવિત.

કોણ આ બોલે છે અને કોણ આ ચાલે છે ચાલ;
તેમાં કોણ સાક્ષી સદા આપેછે સંસારમાં,
ક્યારે આવી વસ્યો વાસ વાસના તે વસ્તુ શી છે:
કોણનો પ્રકાશ જતાં પીંડ પડે કારમા;
પીંડ પડે શું શું ગયું છેક ગયું કે શું થયું;
વેદનો છે ભેદ બધો એટલા વિચારમાં;
કહે મન મોહન મહાંત હરિ ભકત સુણો,
કરો પ્રીતિ કેવળ પછીથી કરતારમાં. ૩

દોહરો.

તે પ્રભુની કરિ પ્રાર્થના, નિયમ પ્રમાણે નિત્ય;
સદા શરણમાં ચાલિને, સેવો સ્નેહ સહીત. ૧



# પ્રાર્થના અંગ.

## પ્રભાતમાં ઉઠતી વખતની પ્રાર્થના,

### ઝુલણા છંદ.

રે પ્રભુ રાત હું શાંત થઇ સુઇરહ્યો, નીદ્ર નીરાંતથી કાધિમેં જે;
અલ્પ મ્રત્યુ થકી ઉઠિયો તે નકી, કીધિ પકી કૃપા એમ તેં જે;
રોજ રક્ષણરજનિ સમયકરવા પ્રભુ, રાંક જન ઉપરે રહેમ રહેજે.
દાસ મોહન કહે આશ છે એટલી, આવતી રાત સુખ સાત દેજે;

## દંત ધાવન પ્રાર્થના.

### હરિગીત છંદ

કરિ દંત ધાવન મુખ પખાલન પ્રભુ કરૂં હું પ્રાર્થના;

આ દિન પ્રત્યે મારી વતે કૃત પરમ હો પરમાર્થનાં;
રહિ સાક્ષ મુજને લાભ લક્ષ અપાવજે ઓ ઈશ્વરા;
દિન દિન દિવાળી તુલ્ય તું દેખાડજે જગદીશ્વરા. ૨



## પ્રાતઃ ભોજન પ્રાર્થના.

### દોહરા.

અરે પ્રભુ આ આદમી, રખડે રાનોરાન;
અંચળ ન મળે અંગપર, નહિ ખાવાને ધાન્ય. ૧
મુજને ઘર બેઠાં મલ્યા, ઉત્તમ આ આહાર;
પટ આભૂષણ પહેરવા, અંગ અનેક પ્રકાર. ૨
મન માન્યા મુખવાસ તેં, દીધા જગદાધાર,
હું પામરપર એ બધો, છે તારો ઉપકાર. ૩



## રાત્રિ ભોજન પ્રાર્થના.

### દોહરા.

સાંજ પડે શ્રુષ્ટા વળી, વાળુ બીજી વાર;
હું પામ્યો ને કંઈ હશે, અન્ય ભુખ્યાં નિરધાર. ૧
તું મુજપર તુષ્માન છે, ઓ પ્રભુ અપરંપાર;
હું છું પાપિ પ્રાણિ પણ, તું છું કૃપા કરનાર. ૨



## રાત્રિ શયન પ્રાર્થના.

### દોહરો.

નિશા[1] સમય થઈ નરહરિ, જપું એક તુજ જાપ;
રક્ષણ કરનારો રૂડો, જબરો જગનો બાપ. ૧
શયન વખત શુભ સેજમાં પામિશ નીદ્રા જેહ;
કશું ભાન રહેશે નહી, મુજને વખતે તેહ. ૨

---

૧ રાત.

એક જાતનું અલ્પ એ, મૃત્યુ આનું હુંય;
જીંદગાનિ દાયક જરૂર, અરે પ્રભુ તું છુંય. ૩



## મધ્યાન્હોત્તર ભોજન પ્રાર્થના

### દોહરા.

બહુ જન બપ્પોરા કરે, રાંઢો તેનું નામ;
ટોપીવાળાનું ટિફિન, જાણે લોક તમામ. ૧

### સોરઠો.

ત્રિભુવન પતિ નવીન આ ભોજન તેં મેળવ્યું;
છું તારે આધીન, શેઠ વડો સ્રજનાર તું.



## કૃત્ય પ્રારંભી પ્રાર્થના.

### ચોપાઇ.

જે જે જગ કરતા જગરાય, તું છું મારા હઈડા માંય;
કરવા હું બેઠો જે કામ, સુધારજે તે શ્રી ઘનસ્યામ. ૧
ખરૂં અને વ્યાજબિ જે હોય, સંશય જેમાં લહે ન કોય;
ધાર્યોછે મેં મારો ધર્મ, કરાવજે તું એવું કર્મ. ૨
પામું જેથી લાભ સવાય, જગમાં મારા જશ ફેલાય;
શોભીતું સારૂં દેખાય, અવનીમાં ઉત્તમ કહેવાય. ૩
ટકે ઘણું કરિ ઝાઝા કાળ, પામે પ્રેમ પ્રજાપ્રતિપાળ;
કરાવજે તું એવું કાર્ય. અતિશે તારોછે ઉપકાર. ૪



## નવા વર્ષની પ્રાર્થના *

### દોહરા

અહો પ્રભુ આ અરજ ધર, મુજપર કરિને મ્હેર;
નવું વર્ષ નવ નિદ્ધિ મય, કર કહેછે સમશેર. ૧

* સમશેર બાહાદુરમાં છપાઈ હતી.

દિનદિન અતિ રળિયામણાં, ગામ પરાં ને શ્હેર;
સોનાના ધન સીમમાં, મુખ માગે સમશેર. ૨
ઈચ્છે શુભ જે અમ તણું, ઠરેલ જન આ ઠેર;
કર તેની મન કામના, અર્જ કરે સમશેર. ૩
દેશ વિદેશ વિશે થકી, કાઢ અમલ અંધેર;
પ્રકાશ આખી પૃથ્વિપર, કર કહેછે સમશેર. ૪
દેશી મુજ દાનાવ થઈ, પરમારથની પેર;
ભાળે ઉમંગ ભર થઈ, એવા કર સમશેર. ૫
રૂડા રાણા રાવના, ફલે જશ ચોફેર;
દયા ધર્મ દિલમાં ધસે, કર કહેછે સમશેર.
સલાહ શાંતી સર્વ સ્થળ, વિનાશ પામે વેર;
નૌતમ રત્નોની નિપજ, કર કહેછે સમશેર. ૭
સ્વતંત્ર સઘળો દેશ થઈ, પામે સુખ સઉ પેર;
પડે *પરી પરતંત્રતા, મુખ માગે સમશેર. ૮
જગ્ને કુસંપ જડા મુળે, સંપ હજ્ને આ મેર[૧];
લુચ્યાને વળિ લાંચિયા, ટળજો કહે સમશેર. ૯
જેહ અમારા શત્રુ છે, જણવેછે મસ ઝેર;
તેઓ સહિત નમામનું, સુભ કર કહે સમસેર. ૧૦
મન મોહનને મન ગમી, થઇ રહે લીલા લ્હેર;
એવું શુભ આ વર્ષ તું, કર કહેછે સમશેર. ૧૧

## સોરઠો.

જણાય ત્યારે જરૂર, પ્રેમે કરવી પ્રાર્થના;
ભલું જ્ઞાન ભરપૂર, અંતર જ્યારે ઉપજે. ૧

## દોહરા.

જ્ઞાન તણાં સાધન ઘણાં પ્રથમ લખ્યું પ્રભુ અંગ;
પછિ આતમને ઓળખે; ત્રિજે કરે સત્સંગ. ૧
શીખે નીતિ નિપૂણ થઇ, દયા ધરે દિલ માંય;

---

૧ તરફ. * વેગળી.

ચોરી જારી જૂઠ વળિ, અધર્મ ને અન્યાય. ૨
દારૂ માટી આદિ જે, વ્યસનો વિવિધ પ્રકાર.
તે તજિ સારા સંતનો, સદા કરે સત્કાર. ૩
પડે આત્મ પીછાનતો, વ્યાપ્ત થાય વૈરાગ્ય;
મલીનતા મનની મટે, મળે ભવાબ્ધિ તાગ. ૪

## સોરઠો.

આત્મ અને વૈરાગ્ય, સાદી વળિ સમજણ સરસ;
પદ ઉપદેશિ અથાગ, તણું ત્રિજું પ્રકરણ કહ્યું. ૫



# પ્રકરણ ૩ જું.

## સાદી સમજણુ અંગ

### દોહરો.

સાદી સમજણમાં સહુ, ગણે પુણ્યને પાપ:
ધીંગા થઈ ધરમાંધજન, અદાપવેઠે* આપ. ૧

### સોરઠો.

પ્રથમે કરો વિચાર, દિલ ધરિને આ દેહનો;
તત્વો પાંચ પ્રકાર, મળી સ્થુળ ખાસું બન્યું. ૨

### ચોપાઈ.

પૃથ્વિ પાણી પવન સતેજ, ચાર તત્વ તેમાંના એજ;
પાંચમું તત્વ કહું આકાશ, તેજ એજ ઉત્તમ અવિનાશ. ૩

### દોહરા.

[1]પ્રથમે મોહ પ્રગટ થતાં, જે તે ઝાલે હાથ;
દિવા થકી પણ નવ ડરે, હોય સર્વ સો સાથ. ૧
માયા વળગે તે પછી, આ મા ને આ બાપ,
ક્રોધ કામ મત્સર અને, ઉપજે લોભ અદાપ. ૨
ઉંઘ અહાર અલગ નથી, જનમ્યા પછી જરાય;
એ રીતે અનુક્રમ થકી, આવી અંગ ભરાય. ૩

### ઉપેંદ્રવજ્રા છંદ

પછી ચઢે જે કુદિને કુવાટે, સુસંગતીથી ચઢસે સુવાટે;
કુસંગતીથી કુડિવાટ લાધે, વડો કહ્યો સંશય શોજ વાધે. ૧

### સોરઠો.

કુવાટ તે કુનીતિ, કુનીતિ કેવળ પાપ છે;
શીખી પ્રકરણુ નીતિ, કુનીતિ કોરે મૂકજો. ૨

### દોહરો.

માયા કેરી જાળછે, તેનો કરો વિચાર;
શું હું શું મારૂં અને, તનનો શો નિરધાર. ૧

---

૧ પેહેલી વયમાં. * દ્વેષ.

### ઝુલણા છંદ

કેનિ માતા અને તાત કેનો કહુ, પુત્રિ કેની અને પુત્ર કેનો;
નારિ કેની અને નાથ કેનો કહુ, બંધુ કેનો અને કેનિ બ્હેનો.
પીંડમાં પ્રાણ તે પ્રાણથી સ્વાર્થ કંઈ, ત્યાંસુધી સર્વ સંસાર તેનો;
પીંડ તજી પરવરે પ્રાણ મોહન કહે, પીંડથી પૂર્ણ સંબંધ જેનો

### સોરઠો.

ગત વર્ષોની સ્થીતિ, વળી કદી ન વિસારવી;
વર્તમાનપર પ્રીતિ, ધરી વખત વિચારવી. ૧

### દોહરો

એમજ ભવિષ્ય કાળનું, ઓળખવું અનુંમાન;
તો તેને તુરતા તુરત, પડે સુ આત્મ પિછાન. ૨

### ચોપાઇ

પંચ તત્વનું જો આ સ્થુળ, તેવાં સ્થુળ અવર તે તુલ્ય;
સગાં સહોદર કે પરકોય, સર્વ તણાં સ્થુલ સરખાં હોય. ૧
પશુ પંખીમાં પણ તે પાંચ, સિવાય તત્વ નથીકો સાચ;
નર નારીછે આકૃતિ ફેર, અદકું ઓછું નથિ પાશેર. ૨
પંચ તત્વ પુરે પુરમાંય, નથી રંક કે એમાં રાય;
સહુમાં સરખું દીસે તેજ, આપ સમું ઓળખવું એજ. ૩

### દોહરો

સત્તા જેને સાંપડી, પારખિયે પ્રતિપાળ;
શેઠ કહે ધન સાંપડે, કહું નિર્ધન કંગાળ, ૧

### સોરઠો

ધન, તન, સત્તા ચપળ, સકળ સુણો એ અકળ છે;
આ ભવ કીધો સફળ, જેણે મનમાં નહિ ધર્યાં. ૨

### દોહરો

ભૂત ભણી તું ભાળિ જો, શું લાવેલો સંગ;
ભવિષ્યમાં લઇ જઈશ શું, એ જો ધરી ઉમંગ. ૧
આવ્યો ત્યારે વસ્ત્ર નહિ, ઓઢણ પહેરણ અંગ;

હયાતિના હેવાલથી, આણુશે ઉછરંગ. ૨

---

## આખર સ્થિતી સ્મણ.

### સવૈયો.

વાંસ વળી તણિ ખાટલિ ખુબ જતાં તુજ જીવ કરે તઇયારી;
દાહ અનેક પ્રકાર તણા તુજ કારણ એક કરે નિરધારી;
વિત્ત તણા બહુ વારસ જાગિ અભાગિતને વળશેજ ઉતારી;
ક્યાં ગઈ મૂઢ સતા ધન દેહ કહે મન મોહન લેતું વિચારી. ૩

### દોહરા

આવ્યો ત્યારે એકલો, જાતામાં પણ એક;
સગાં સહોદર આંઇતો, આવી મળ્યાં અનેક. ૧
પણ કેણે નહિ પારખ્યું, ગયું શું તારામાંથિ;
પવન[1] તેજ[2] રસ્તે પડયાં, તત્વ રહ્યાં ત્રણ ત્યાંથિ ૨
તેપણુ દાહ દિધા થકી, નિદ્દાન પામે નાંશ;
તેવાં સરવે પૂતળાં, અંદર આત્મ પ્રકાશ. ૩
કોણુ સગુ કોણુ સાગવું. સઊ વટેરૂ વાટ,
શોક હર્ષ શા કામના, છે માયાના ઠાઠ. ૪
ધન તન સત્તા શું કરે, જેથી ન રહે દેહ;
અહંકાર એનો કશો, રાખ્યો મનમાં એહ. ૫
એક વસ્તુ આવી મળે, બીજી વસ્તુ જાય;
હર્ષ શોક ત્યાં શું કરે, કુદરતિ ગતિ કહેવાય. ૬
એમ બ્રહ્મને ઓળખે, બને તોજ બ્રહ્મ રૂપ;
આતો સંક્ષેપે કથ્યું, કેવલ બ્રહ્મ સ્વરૂપ. ૭

### સોરઠો

ભર્યા રિદ્ધિ ભંડાર. પેટ તથાપી પોષવું,
વાવરતાં વિચાર, કુટંબમાં સઊકો કરે.

### ચોપાઈ

આજ પુતળા જેવાં સર્વે, ગુણિજન તેનો કરે ન ગર્વ;

સમજાુતો સમજે એટલે, તોપણ કહુ વિસ્તારી તજે. ૧
આજ સ્થુળ સદશ ગમાર, આત્મા દુભે અપરંપાર;
પર આત્માને હણવા કામ, ઊરથિ વિચાર કરજો આમ, ૨
સ્વાત્માનું ભુંડું કોઇ કરે, અસર થાય કેવી મનપરે;
તેમ વિચારી પરનું કરો, તોતો બ્રહ્મ જ્ઞાની ઠરો. ૩
આજ સ્થુલમાં જેનો વાસ, પરમાં પણ તેનોજ પ્રકાશ;
તેતો જેમ કરે તેમ ઠીક, એતો સમજે પૂણ્ય અધીકં. ૪
નહિ હે તુકે દુશ્મન કોય, ઓછે અદકે કોય ન જોય;
ગાળ ભેળ કે હણવા કાજ, આવે જોને અક્કડબાજ. ૫
ક્ષમા ગુણ રાખો જાગતો, ભુંડો તે જાશે ભાગતો;
કહેવું પણ એવું નહિં કેણ, દિલ તેને લાગે દુખદેણ. ૬
હણવા આ વેધો ફુંફાડ, ભસતો સ્વાન ન કહીએ હાડ.
શિખી એટલું રાખે નીતિ, પ્રભુ પદમાં તો પ્રગટે પ્રીતિ. ૭

**દોહરો**

એ સાદી સમજણ કહિ, આત્મ તણું કહુ અંગ;
સાક્ષિ ભૂત પરમાત્મ પણ, ઊચરૂં એજ પ્રસંગ. ૧

——•○•——

## આત્મ પરમાત્મ અંગ.

**દોહરા.**

સાક્ષિ ભૂત સઉ ભૂતમાં, અંતરયામી આપ;
આત્મ વિશે પરમાત્મ તું, વેદ પુરાણે છાપ. ૧
પડદે રહિ સાક્ષી પૂરે, માણુસના મનમાંઈ;
અંતર તણો અજાણ નાહ, રહ્યા હદય સંતાઇ. ૨

——•○•——

## આત્મથી પરમાત્મ ભીન નથી તે વિશે.

**દોહરા.**

જેમ સુગંધ સુ પુષ્પમાં. દીપકમાં અજવાસ;
શિતળતા ચંદન વિશે, વિષમયમાં કડવાશ. ૧

આત્મ વિશે પરમાત્મછે, એમજ આવિ વશેલ,
આત્મ ભિન્ન પરમાત્મથી, રંચે નથી રહેલ. ૨
અંતરયામી એ થકી, સર્વે કહે પ્રભુ સત્ય;
હવે રૂપ તેનાં કહું, મારી જેવી મત્ય. ૩



## આત્મ રૂપ.

### દોહરો.

આત્મા એતો અમરછે, નેટ ન પામે નાશ;
નથી રાંક કે રાજવી, નથી શેઠ કે દાસ, ૧
નર કે નારી તે નથી, નથિ બ્યંઢળની જાત;
ઉપરના સઉ સ્વાંગછે, વિવેકિ વરતે વાત. ૨
નથી કોઇનો દીકરો, નથી કોઇનો બાપ;
શરિર તણા એ ધર્મ સઉ, એમ સમજજો આપ. ૩



## પરમાત્મા રૂપ.

### દોહરો.

પરગટ જે પુરૂષોતમા, તે કેવળ પરમાત્મ;
બલિહારી તે બ્રહ્મને, મોટું જેનું મહાત્મ. ૧
તેંજ એજ પરમાત્મ છે, જાણો આપ જરૂર;
તેજ દિસે તે તત્વને, રહો દૂભતાં દૂર. ૨
એજ આત્મ પરમાત્મનો, સ્વરૂપ કથ્યો મેં સાર;
હવે અંગ વૈરાગ્યનું, એનો કરૂં ઉચાર.



## ધ્યાન.

### દોહરો.

કંપ રહિત તન કંઠ શિર, રાખે જોગી રાય;
દ્રષ્ટિ ઠરાવે નાકપર, ધ્યાન વૃત્તિ કહેવાય; ૧

### સોરઠો.

જ્યોતી સ્વરૂપ જણાય, ધ્યાન ધરે એકાગ્રચિત;
એછે ઉપાસના, નિર્ગુણ, નારાયણ તણી. ૨

### દોહરા.

અહિંથી અંદર ઉતરો, જાણી મારગ ત્રણ;
ઈડા, સુષુમણા, પીંગલા, જાણે જોગી જંન. ૧
ઇડા ચંદ ડાબો કહું, ઉલટ પીંગળા સુર્ય;
સરખે શ્વાસે સુષુમણા, જાણો આપ જરૂર. ૨
ડાબા જમણા શ્વાસનું, વહન વધૂ જો હોય;
શીખી કરજો સુષુમણા. પરી પૂર્ણ મન પ્રોય. ૩

### કવિત.

ચંદ્ર જો ચાલતો હોય તો જમણું ગોઠણ તે;
જમણા હાથની કાખલીમાં લે ભરાવજે;
તેમ સુર્ય ચાલતો જો હોયતો જરૂર ડાબું,
ગોઠણ તે ડાબી કાખલીમાં લૈ અડાવજે;
સરખો તો શ્વાસ થઈ થશે, સુષુમણાનું એવું;
ધ્યાન પરિપુર્ણ ધરી વૃતિ ન ડગાવજે;
કહે મન મોહન જો માંહિ જવા મન હોય;
પ્રેમે કરી પ્રવેશને વલી વ્હેલો આવજે. ૧

### દોહરે.

પૂરકને રેચક કરે, કુંભક થાશે કોય;
થશે સુષુમણા સ્હેલથી. હઇયામાં જો હોય, ૨

### સોરઠા.

જમણી દાબી વાટ, ડાબો શ્વાસો ખેંચિયે;
દાબી ડાબો સાટ, જમણો શ્વાસો કાઢિયે, ૧
પૂરક ખેંચ્યો પવન, રેચક કહિયે કાઢવો;
એ રિત આવાગમન, કીધે કુંભક નીપજે. ૨
પણ એ કરતાં પ્રથમ, આસન શીખે અવનવાં;
જોગી જે જંગમ, વળી મહા વૈરાગિયો. ૩

## ચોપાઈ.

આસન બે અભ્યાસી જંન. સિદ્ધાસનને પદ્માસંન;
નિદ્રા જીતે પદ્માસંન, વળિ તેનું કહિએ વર્ણન. ૧

## હરિગીત છંદ.

પગ તણી પાની ડાબિ ડાબી વૃષણ ગુદ વચ રાખિયે;
તે રીત પાની જમણિ તે શિશ્નેંદ્રિપર લઇ નાખિયે.
જમણા કૃણાપર રહે ડાબો, શ્વાસ પણ સિદ્ધો વહે;
મ્હા સિદ્ધ પૂરૂષો એજ આસન આપ સિંધ્ધાસન કહે.૧
વાળી પલોંઠી પાવ જમણા ઉપર ડાબો મુકિયે;
ડાબા ઉપર જમણો ચડાવી, બેસતાં નવ ચુકિયે;
જમણે કરે ગ્રહિ કૃણો જમણો ડાબો ડાબા હાથથી;
મ્હા પુરૂષનુંછે વચન કે પદ્માસને નિદ્રા નથી,

## દોહરો

અગનિ લગાડો ધ્યાનમાં, સ્થિર રાખી મન વૃત્તિ;
જો ખપ જોગાભ્યાસનો, તો પરહરો પ્રવૃત્તિ. ૧

—— ◆ ——

## વૈરાગ્ય અંગ.

## પદ.

જનની જીવોરે ગોપી ચંદની. એ રાગ.

જગમાં જીવોરે તે વેરાગિયો, જેના વખણાય વૈરાગ્યજી.
રાજપાટ રિદ્ધિ છાંડી ગયા. લિધા તપ તણા તાગજી;જગ.ટેક
તજીરે માતાને તજી બેનડી, તજ્યા તાતના દેદારજી;
ભાઈ તજ્યો ને તજી ભારજા, તેમ તજ્યા અધિકારજી.જગ૦૧
કહુંરે કારણ તેનું મન ધરો; રહેતાં સંસારનો રંગજી;
આત્મા દુભવવો રહે અવરનો, પડે વૈરાગ્યમાં ભંગજી. જ૦૨
બાકીરે કારણ બીજું છે નહી, વસે કઇ વન વાસજી;
એનું કારણ પણ એજછે, જોતાં જોગ અભ્યાસજી જ૦ ૩
નથીરે કશું કહ્યું આત્મને, જુઠી આછે જંજાળજી;
કહેવું પડે તેમાં કોઇને, મોટો એમાં શો માલજી. જગ૦૪

વેશરે ખરો તે વૈરાગિનો, જેને ઈચ્છા ન ઉરજી;
સ્હેજ મલ્યું તે સોના સમું, નહીં માયાનો અંકુરજી. જ૦૫
દ્વેષ કે રાગ મળે નહીં, હેતુ શત્રુ ન કોયજી.
ભૂખ શેની ને શેની તૃષા, હરી ભજન જ્યાં હોયજી. જ૦ ૬
ખાધાંરે કોઇ દિન ખુરમાં, ટાઢા ટુકડા કો દંનજી;
ઉપવાસ ક્યાંક એકાંતરા, મહા આનંદી મનજી; જગ૦ ૭
મળ્યાંરે ક્યાંઈ મેડી માળિયાં, ક્યાંક તરૂ તળે વાસજી.
બાગમાં કે સમશાનમાં, પણ હૈયામાં હુલાસજી. જગ૦ ૮
સુવારે પલંગ સોનેરિ ક્યાં, ક્યાંક ભુમિએ શયનજી;
માન અને અપમાન શું, એવા વૈરાગીને મનજી; જગ૦ ૯
કરેરે પરમાર્થ કોડે કરી, તજી સ્વારથ સંબંધજી;
ઉપદેશ આપે તે અવનવા, બહુના કાપે બંધજી. જગ૦૧૦
દીઠારે નિપૂણ નીતિ શાસ્ત્રમાં, મહા સામર્થ વાનજી;
દિલના ઘડા દરિયાવછે, જ્ઞાનવાન નિદાનજી. જગ૦ ૧૧
સિધિરે વચન સત્યવાદિ તે, એને ઈશ્વર સહાયજી;
મનમોહન એ વેરાગિનો, વડો જશ વખણાયજી. જગમાં.૧૨



## બહુ જીત વિશે.

### પ્લવંગમ છંદ

બહુ નહીં બહુ જીત, જગતમાં જેવલા;
પ્રભુપદ જેને પ્રીત, ભગતતો તે ભલા,
કામના કેવળ જીત, ન કેશુ કે વેણુમાં;
થાય ન મન મોહીત, દિવસ કે રેણુમાં. ૧
સંગે મળિ સો શ્યામ, રૂડી અપ્સરા થકી,
સંત ખરા તે ઠામ, ડગે નહીં દિલ નકી;
*પારો જીતે તેજ, પ્રભુ સાક્ષાત છે,
નીતિ પ્રકરણે એજ વધુ વૃતાંત છે. ૨

---

* વીર્ય.

કાયા કાપે કોય, અચાનક આવિને,
ક્રોધ કરે નહિ તોય, તમો ગુણ લાવિને;
આત્માપર દુભાય, ન જે એમ આદરે.
ઊગરવા ઉપાય, જથારથ તે કરે. ૩
લોભ નહીં લવલેશ, સદા સંતોષછે,
વડો ધર્યો વૈરાગ્ય, કશી ત્યાં ઓછછે;
મહારાજ, કવિરાજ, ત્રિજો તે રાજછે;
શિશુરાજ, વરરાજ, ગરીબ નિવાજછે. ૪
માયામાં નહિ મંન, મુએ સુત શું થયું,
નેટ ગયું નિર્મુળ, નરજ માતર રહ્યું;
એક સમે સુભ રાજ્ય, તણી રિદ્ધિ મળી,
શોક હર્ખ નહિ સ્વલ્પ, ઉરે વ્યાપે વળી. ૫
નહિં મદ કેરૂં નામ, મદાં ધન તે થશે,
જર જુવાની સાથ, વળી સત્તા હશે;
વડો વળી વિદ્વાન, અવર નહિ એ સમો,
તોપણ જાણે તુચ્છ, મળે નહિ સુણુ તમો. ૬
મળે ન મત્સર કોઈ, ખરા વઈરાગિને,
સાચો તે સદ્બાદિ, જુવો તે જાગિને;
મન મોહન એ મ્હાન, તરી પાર ઉતરે;
બીજા રાગિ અભાગિ, ડુબી દરિયે મરે. ૭

**સાખી.**

એ ત્યાગીની ઉપરે, સઉથિ વડો સરદાર;
રહિ સંસાર વિશે ધરે, ત્યાગિ તણો અધિકારરે. ૧

——◆○◆——

## સંસારમાં રહી વૈરાગ્ય પાળવા વિશે.

**રાગ પરજ.**

દ્વારકાના વાસીરે વેલેરા પધારજોરે.—(એ રાગ)
સંતો જાઉ બલિહારીરે, હુંતો એવા સંતનેરે,

સંસારમાં રહી પાળેછે સન્યાસ;
જેણે રૂડા જાણ્યારે, ભલિ ભાતે ભગવંતનેરે;
કોઈ વાતે એમાં રહે ન કચાશ; સંતો. ટેક
કિર્તન કરતાં ફાકેરે આટો ઉપરા ઉપરેરે;
ઉડે ન આટો ભજનમાં ભંગ ન થાય;
બંને વાતો સાથેરે, બમણીતો શોભા ધરેરે;
તેવા ભગત સર્વથી શ્રેષ્ટ ગણાય. સંતો૦ ૧
દેવતા ને દારૂરે, રાખે એકજ મઠમાંરે,
પણ તેના મનમાં ન લેખું કાંઈ;
હાથતે ન ચોરેરે, દાઝયાની તમા નહીંરે,
બંધુકિયાની બહુ એમાંજ બડાઇ. સંતો૦ ૨
પયને પાણી ભેળાંરે તે હાથેળી એકમાંરે;
જુદાં કરી જાણે તે ચતુર સુજાણ;
કશું પડે નહિરે છે વેરાગી વેષમાંરે;
દેખીતા છે સંસારમાં સાવધાન. સંતો૦ ૩
અપસરાઓ આવીરે, આપ તણા અંગનોરે
પ્રત્યક્ષ જો પાથરે પોતે પલંગ;
સંતો તેમા સુતારે, થાય ન વશ [1]અનંગનેરે;
રગ રગમાં જો વ્યાપે વઈરાગ્યનો રંગ. સંતો૦ ૪
મનમોહન એવાનીરે વળતી ચાલે માનતારે;
દયા નિધિ એવા જેના દેદાર;
પ્રભુ રૂપે પુજાતારે, જણાય જગમાં જાગતારે;
એતો ફકત આંઈ લીધા અવતાર; સંતો૦ ૫

**સોરઠો**

ઉંચ નીચ સઉ એક, મોક્ષ પછીથી મેળવે:
ભલો ભજાવ્યો ભેખ, જેણે ચીન્યો આતમા. ૧

——•०•——

---

૧ કામ.

## ઉપદેશ અંગ

### દોહરો.

તન શુદ્ધિ જળ સ્નાનથી, મનશુદ્ધિ ઉપદેશ;
પવિત્ર જળને સદગુરૂ, બંને ગણેલ બેશ.

### પદરાગ કાફી.

હોલીં હોલી કહેછેરે, પ્રભુ મારી વારે ચઢો એ રાગ.
સાચું તારૂ સંગીરે, સમજ કોણ પ્રાણિયા; ટેક.
બાપનો બીંદુ તે જનની ઊદર રહી, બંધાયો કાચો દેહ;
પ્રસવ થતો તેણે પ્રોઢો કર્યો પય પાયું પોતાનું જેહ;
અંતે રહી અળગીરે, જમ આવ્યા જાણિયા; સાચુ૦ ૧
પાળણુ પોષણુ પૂરણુ કીધું, લાડ લડાવ્યાં લાખ,
અંત સમે એપણુ રહ્યા અળગા, બળી થયો જયારે ખાખ;
પુત્રે અગ્નિ પ્રગટયોરે, આપેસ્મશાનમાં આણિયા. સાચુ૦ ૨
બાંધવ કહે તો બેલછે મારી, ભગિન કહે મારો ભાઈ;
સુખ દુખનો તે સાથી અમારો, ભાઈ કહે માડી જાઈ;
એપણુ બેશી અળગાંરે, બહુ બહુ છેડા તાણિયા. સાચુ૦ ૩
સેજ પલંગમાં હસતો ને રમતો, કરતો સ્રીથી તું સ્નેહ;
હાવભાવ કટાક્ષ જે કરતી, અંતે અળગી રહિ એહ,
નહિ વરણુ નાતરિયારે, જાતે બ્રાહ્મણુ વાણીઆ; સાચુ૦ ૪



## પરોપકાર કરવા વિશે.

### પદ

કરતું પ્રાણિઆ પરમાર્થ, તારૂ રેહેશે નામ અખંડ;
અળગો મુંકે નહિ ક્ષણુ એકે. તુજશીરછે જમદંડ; ટેક
ઊઠ બેશ કે સુ નિદ્રામાં, ૧શંકામાં તું હોય;
ભોજન વખતે મસ્તક ભમતો કાળ રહેછે તોય. કરતુ૦ ૧
બાળ જુવાની જરા ગઈ નહિ ઘડી તણો નીરધાર;

---

૧ લઘુ દિર્ઘ·

કાચો કુંભ [1]ફટ ફુટી જાશે, થાતાં દંડ પ્રહાર. કરતુ૦ ૨
કાચી કાયા જુઠી માયા, પંચતત્વનો દેહ;
જેમ જળનો પરપોટો દ્રષ્ટે થશે દેહનો છેહ. કરતુ૦ ૩
સંપુટિયું[2] તો સારૂં બિચારૂ, પાકું લે તું જોય;
અપકવ ઘટ તુજ ભાગી જાતાં. લેશ અવાજ ન હોય. કરતુ૦૪
કઈ વખતે ક્યાં નાશ પામશે, નહિ તેનું નિર્માણ;
કોણ કુંભાર ને ક્યાં તે જાશે, એનું નહિ એધાણ. કરતુ૦ ૫
એથી જળ સીંચી બી વાવ્યું, રહેશે તેનું વૃક્ષ;
વાવનારનું નામ વિસ્તરશે, નવખંડ પ્રત્યક્ષ. કરતુ૦ ૬
પાટણ જેવું પ્રગટ રહ્યું ને, વસાવનાર પરલોક,
જળ જમનાં વ્રંદાવન જોછે, રમનારા ગત મોક્ષ, કરતુ૦ ૭
પત્તો મળે ન પાંડવ કેરો. દ્રૂપદી અંતર ધાન;
લંક અયોધ્યા લય નથિ પામ્યાં, લોક ગયા સમશાન, કરતુ૦૮
મહા ભારથનું જુદ્ધ રહ્યું, ને જોધ્ધા પામ્યા નાશ;
ગયા બાણ દશકંધ[3] બળીને, આંહિ રહ્યું કઈલાશ. કરતુ૦ ૯
કાશી ક્ષેત્ર પવિત્ર અદ્યાપી, હશે ક્યહાં હરિચંદ;
પુરિ દ્વારિકા તજી સિધાવ્યા, ધામ નંદનાનંદ, કરતુ૦ ૧૦
જનમ્યા તેતો સર્વ જવાના, કામ રહ્યાં જે કીધ;
મનમોહન પરમારથ કરતાં, રહેશે નામ પ્રશિદ્ધ, કરતુ ૧૧



## ભવસાગર વિશે.

### લાવણી.

અરે મુસાફર ભવજળધીમાં, બહુ વિપત પડશે;
દુખના ભરિયા એ દરીઆની, વાટ વિકટ નડશે;
વાટ વિકટ નડશે, સુમારગ નહિ જોતાં જડશે; અરે૦ ટેક
આડા અવળા રસ્તા જોતાં નહિ સમજણ પડશે;
શીધો મારગ સઘ તજીને, કુપંથ જઈ ચડશે;

૧ ઘડિ ૨ કોડિયુ, ૩ રાવણ,

કુપંથ જઇ ચડશો, વિવિધનાં વિઘ્ન વળી અડશો; અરે૦
દેહ વિશે દુખનાં કરનારાં, શસ્ત્રો સાંપડશો;
પહેલાં નિર્દોષી ભાસે પણ, પછિ નજરે પડશો;
પછિ નજરે પડશો, નિહાળીને તું તો રડશો; અરે૦
ખારે દરિયે ખેડ કરંતાં, કઇક જનો મળશો;
વૃદ્ધ શિશુનો નિયમ ન રેહેતાં, સમુદ્રમાં ગળશો;
સમુદ્રમાં ગળશો, ગયાં તેહો કહિ નહિ મળશો; અરે૦
બચવાની કોને નહિ આશા, ખારે જળ પડશો;
બુડે ત્યારે બાકિ રહેલાં, રોષ ધરી રડશો;
રોશ ધરી રડશો, પછિથી તે નહિ સાંભરશો; અરે૦
કુપંથ નામે ધોરી રસ્તો તે તુજને જડશે;
તે રસ્તેથી લક્ષ્મી લાવતાં તુજને આવડશે;
તુજને આવડશે, ખલાશી ખુબ તને લડશે; અરે૦
સમુદ્રના જે મનના ઘોડા વહાણુ થકી વઢશે;
વહાણુ બિચારૂં પરવશ થઇને; જ્યાં ત્યાં આથડશે,
જ્યાં ત્યાં આથડશે, પછી તે કયાંઇ જઇ પડશે; અરે૦
ખેડંતાં કંઈ ખપી ગયા ને કૈક હજી ખપશે;
નૌકાશાસ્ત્ર શિખેલા સખસો, નિશ દિન પ્રભુ જપશે;
નિશ દિન પ્રભુ જપશે, તથાપિ તેઓપણ ખપશે; અરે૦
ખપશે તોપણ બિન હરકતથી સ્વદેશમાં વળશે;
પુન્યરૂપી ઉત્તમ મછવાથી, મહા સુખ ત્યાં મળશે;
મહા સુખ ત્યાં મળશે, તથા સૌ દુખ તેનાં ટળશે, અરે૦
કુપંથ કેરી લાખો શાખા, તેમાં જે ફરશે;
સ્વદેશ જાતાં વિશેષ અડચણ વળિ દુખ ત્યાં ધરશે;
વળિ દુખ ત્યાં ધરશે, પ્રભુનાં પદ નહિ જે સ્મરશે, અરે૦
નૌકા શાસ્ત્રી જળે ગળ્યાને, કૈને હજિ ગળશે;
સ્વદેશરસ્તે કૈક વળ્યાને, કૈક હવે વળશે;
કૈક હવે વળશે, રહ્યા તે કઈક હજી રળશે; અરે૦
અરે મુસાફર મનમોહનનું, જોતું કહ્યું કરશે.

અનંત સારા રસ્તામાંથી, શુભ જોઇ સંઘરશે;
શુભ જોઈ સંઘરશે, ગરજતો તારી સઉ સરશે; અરે.



## જ્ઞાન ગિતા.

### પદ ૧ લું.

મેરા મેરા ક્યા કરોજી, જંગલ હોયગા દેરારેજી. ટેક.
કોન તુમેરા પિતા કેલાવે. કાકા કોન તુમેરા;
કોન તુમેરી જણુનેવાલી, ઇશ્વર કૃત્ય અનેરા; મેરા.
કોન તુમેરા ભાઇ ભાંડું સબ, સાલા કોન તુમેરા;
કોન તુમેરી ઘરકી નારી, જ્ઞાન બિના અંધેરા. મેરા૦
કિધર તુમેરે મેડી મંદિર, કોનરે ગામ તુમરા,
મન મોહન સબ છોડ ચલ જાના જંગલ દેના દેરા;મેરા

### પદ ૨ જું.

લાખન લાખન ક્યા કરોજી, જલબલ હોના ખાખરેજી.ટેક
કયા ચઈતર વઈશાખ કયા, કયા આયા વૈશાખ;
જયો વૈશાખ ગયા સો ફિરકે નહિ આતા વૈશાખ, લાખન.
આયેથે જબ કયા લાયેથે, કયા લેજાના સાથ;
સેર અનાજકા ક્યારે ટોટા, ભરત આભકુ બાથ; લાખન.
મનમોહનરે જરૂર જાના, નહિ શક હે નવટાંક;
પુર્ન બ્રહ્મકું પિછાન લેના, શાસ્ત્ર દેત સબ સાખ, લાખ.

### પદ ૩ જું.

એકીલે હમરે એકીલે, દુસરા નહિરે દેખલેજી. ટેક.
આયેથે સો હમ એકીલે, બાત કરત હમ એક;
સુણનેવાલા દુસરા નહિરે, નહિરે તિસરા નેક; એકીલે.
કયા માનવ પશુ પક્ષિ ક્યા, રહ્યા બિન્ન નહિ રેખ;
ઉદભિજસેંભી અલગ નહીં હમ, અબ ક્યા લેનાભેખ એકીલે૦
મનમોહન જબ જાના તબભી. હમ એકીલે એકી;
હર્ષ શોક હમકું નહિ હોના સમજત સંત વિવેકી; એકીલે.



## ચેતના.

### રાગ પ્રભાતિ.

જાગરે પ્રાણીઆ ફરમાં આણીઆ, જાણિ, આ મોહ મા
યા નઠારી; દેવના દેવને સેવતતએવતું, રાત દહાડો શુણી
શીખ મારી; જાગરે ટેક૦
જાયછે કાળ ને થાયછે શોખપણુ થાય છે અલ્પ આયુશ
તારૂ; ઉઠ ઓ મુઢ શું અંધ ઉંઘી રહયો, સત્ય પ્રમાણ
જે વેણુ મારૂં. જાગ. ૧
સ્નેહિ સબંધિ તે સર્વછે સ્વારથી સ્વાર્થ પાખી પ્રભુ
એક સાચો; જાણજે દેહ તે જરૂર તારો નથી, કાયનો
કુંભ છે છેક કાચો; જાગ. ૨
ભાગશે આજકે કાલ ભાગી જશે, પરમને રોજ કે ભા
ગિ જાશે; દેહ તારા તણું ગ્નાન તુજને નથી, બોલ તે તુ-
જથી કહિ શકાશે; જાગ. ૩
ચેતતાં ચેતતાં વર્ષ ચાલ્યાં ગયાં, બાકિનાં તેય ચાલી
જનારાં; ચેતિ તું ના શકયો તોયરે ચોરટા, તારી પુંઠે પ
ડયા લુટનારા.* જાગ .૪
લુટશે કોક દિન જાણજે ઓ અલ્યા, અગમ ચેતી દઉં
છું અત્યારે; ×સુરબિ મોહન તણો મુખથી રહિશતો, આ-
વશે અંત એ તારિ વારે; જાગરે. ૫

—— ——

## અવશ્ય એક દહાડો જવું છે.

### દોહરો.

જાણ જરૂરી છે જવું, નથિ રહેવું નિરધાર;
ગણી પેખ પરિયા ગયા, તુજને તેટલિ વાર. ૧

### લલીત છંદ

પલક તેટલી તુજને થશે, અચલ આંહિને ક્યાં પટો હશે

* સ્વાદુ. ઇંદ્રિયો તથા લોભાદિ ખટ રિપુઓ. × પ્રભુ.

નથિ થયુંજ તે ક્યાંથિછે થવું, જરૂર જાણુજે, અંતછે જવું; ૧
કૈંક રાવને, રાંક કૈ ગયા, હુકમદાર તે, બેશિ નારહ્યા;
તુજ થકી કદીશું થશે નવું, જરૂર જાણુજે અંતછે જવું. ૨
ઉપત હેમની, હેમમાં ગળે, ઉપત માટિની માટિમાં મળે;
પ્રગટ પારખું, ત્યાં શુ પુછવું, જરૂર જાણુજે, અંતછે જવું. ૩
પરમ પાંડવો, કૌરવો ગયા, જન જદૂતણા, ચાલતા થયા;
અચુક નામ તે, નાશ પામવું, જરૂર જાણુજે, અંતછે જવું ૪
મરણુ ના મટે, લાખ વાતથી, જનમ જો ધર્યો, છો મરે મથી;
ઘડિ ઘડિ કહો, શું મુખેકવું, જરૂર જાણુજે અંતછે જવું ૫
કર ગુમાન શું, ઘેલછા ધરી, દિવસ કેટલા, બેસવું ઠરી;
વય વિતી ગયું, તેમ વીતવું, જરૂર જાણુજે, અંતછે જવું.૬
રજનિ અલ્પને, વેષછે ઘણા, તુજ વિશે નથિ, દીસતી મણા;
મુદત ટુંકિને મોજ માણવું, જરૂર જાણુજે અંતછે જવું. ૭
સ્વપન તુલ્ય આ, સર્વ ઠાઠછે. જગત સર્વનો, એજ ઘાટછે,
હૃદય શું પછી, એથિ રીઝવું, જરૂર જાણુજે, અંતછે જવું ૮
શિતળચારિમાં, બાકિછે કહો, મન વિચારીને, ચાલતા રહો;
અબ ઘડી હશે, સ્વર્ગ સોંડવું, જરૂર જાણુજે, અંતછે જવું.૯

**દોહરો.**

હશે અબઘડી સોંડવું, કેને ખબર ખચીત;
જાણિ જરૂરા જરૂર જવું, વરતો નિતી સહિત;

---

## વરલાડાને શિખામણ

(દ્વિત્રિયા દુખદર્શકમાંથી.)

**પદ.**

વનચર વીરા વધામણી. એ રાગ
ચેતો ચેતો વર લાડકા, કહે કન્યાની માડી;
અમેને અમારા ઘર ધણી, ચેતાવીએ અગાડી. ચેતો૦ ટેક
કંકુ ચોખા ચોડયા આપને, આપ્યું શ્રીફળ આખું;

રૂપૈયા આપ્યા રોકડા, લોક મેળવિ *લાખું; ચેતો૦ ૧
સંગાતે સર્વ મુસાફરી, રૂડા રૂપિયા રળવા;
તોય તમે ચેત્યા નહી, પાછા આવ્યા પરણવા; ચેતો૦ ૨
પીઠી ચોળી જામા પેહેરીઆ, બેઠા ઘોડો પલાંણી;
સંસાર સેનાને જીતવી, તેતો જુદ્ધ નિશાની; ચેતો૦ ૩
લુણ ઉતાર્યાં તમ શીરે, ફેર્યાં ચોદશ ફરતાં,
રઝળી રવડી મરશો રાજવી, પછી કહું શું એ કરતાં, ચેતો૦
ખાવી પડશે ગાળો કૈકની, ત્યારે કહિશ હું સારા,
નિસાની એ ફટાણું તણી, મંગળ ગીત તે મારાં. ચેતો૦
ત્રાક રવૈયો ધુસરૂ, મૂળ મૂશળ જોછે;
શુળી બતાવુંછુ સામટી, જાછકે ઉભો રહેછે; ચેતો૦ ૬
રવૈયે ×વારી વલોવવું, કાંધ ધુસરૂ ખેંચી;
મૂશળું માથું ખાણિયે, તેંછે અકલ વેચી, ચેતો૦ ૭
છાંનો તને નથી છેતર્યો, ડંકા તારાને મારા;
મારાં તારાં સગાં કઈ મલ્યાં. સાજન મહાજન સારાં. ચેતો.
સંપુટ તુલ્ય શરીરછે, વહાલા તેજો વિચારી;
મનમોહન જહાળા અગ્નીની, નેટેજો નીરધારી. ચેતો૦ ૯

—— ॥०॥ ——

## હીપદેશી-અષ્ટપદી.

### પદ.

"ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે"—એ રાગ.

ચેત ગાફલ ન ફર પામર પ્રાણી;
નથી તન ધનનો ભરૂંસો, સદાની સોડ તાણી સૂસો;
પડશે નયન થકી પાણી પાણી. ચેત ટેક૦
કહું હાલત હતી જો તારી કેવી,
અર્વાચિન નથી એ અલ્યા એવી,
તેમ અંસ લગી ન રહેશે તેવી;

---

* લાખો. × પાણી.

વિરા તેનો કર વિચાર, મારા હાલા દોસ્તદાર, તારી નાર,
તે લગાર, તારનહાર, સામોપાર. તે લગાર, નથી ધાર તું
આવાર લેજે, જાણી જાણી. ચેત૦ ૧

આવ્યો એવી વાટે જઇશ ઉડી;
મહિમાં દાટી રહેશે તારી મુડી;
રહેશે કીર્ત્તી ભુંડી કે કાં રૂડી,
જાશે યત્ન તારા અફળ, સ્વાર્થી સકળ, લક્ષ્મી ચપળ,
પ્રભુગતિ અકળ, ન્યાયે અદલ. રે કેમ અકલ, કર ભવ
સફળ, વદિને વિમળ, વચન આણી; આણી. ચેત. ૨

ચાર દહાડાનું જો આ છે ચટકું;
લેકરિ લાખેણું તું લાણુ લટકું,
મિથ્યા જાણ તું શરીરનું આ મટકું.
તેને સાચું કરી જાણુ, થાસુજાણુ, પદનિર્વાણુ, ને કલ્યાણુ,
મુરખ જાણુ, લેને લ્હાણુ, મમત પહાણુ, તું અજાણુ.
મદછ તાણી તાણી. ચેત ૩

રાખ નીતિ ઉપર પ્રીતિ દિવસ રાતે;
ભજન કર પ્રભુનું ભાઈ ભલી ભાતે;
જેથી જનમ મરણુ દુ:ખ તજે જાતે;
સદા બોલ મુખે સાચ, તજ અસાચ, ન જો નાચ, પ્રભુને જાચ.
રંગે રાચ, ન લે લાંચ, નાવે આંચ, વેગે વાંચ
મોહન વાણી વાણી, ચેત૦ ૪



## સતિ સિતાની વીનતી ૧

**તારૂ ગોકુળ જોવાને આવરે, મધુવનના વાસી; એ રાગ**

મારા સ્યામ શુંદર શ્રીરામરે, કેને આશરે રહિયે;
મારા પદ પદ માની પ્રણામરે, લલના સંઘ લઇએ;
ઘરબાર અલગ ઘનસ્યામરે, મારા સમ નવ જઇએ. ટેક.
કાર્તિક કેમ કરિ કાઢીએરે, જુગ જેવી પળ જાય;
ત્રાગ નથિ જે તોડિયેરે, પણ મરવાને મનડાં ચાહાયરે, કેને૦ ૧

જોબન દરિયો ધુધવેરે, તેમાં કુદેછે *તરંગ.
વ્હાણુ વિરહણી રાંકડી, એનું ખાય ઝોલાં બહુ અંગરે કેને૦
માગશર ઘેર વિજોગણીરે, પિયુ પરદેશ પ્રયાણ ;
ખવાય અળગું ખોળિયું, તેના પરવશ પડિયા પ્રાણરે; કેને૦ ૩
જળથી જુદી પાડી માંછલીરે, રાખો કરીને વિવેક;
વારૂ જુઓ મારા વ્હાલમા, એના પ્રાણ ન રહે પળ એકરે કે૦
પોષે પ્રીતમ પ્રિતડીરે, વિરહ બાણુ વા વાય;
એ ઘાયલનો અંત નહીં, એનું તન તરફડીયાં ખાયરે; કે૦૫
ખાવું પીવું ને ખેલવુંરે, ઓઢણુ પહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, અને પોઢવું નગમે પલંગરે; કેને૦ ૬
માઘે મન તલશે ઘણુંરે, જુરે વિજોગણ નાર;
લક્ષ વિંછિની વેદના, થાય ચિતમાં અનેક વિચારરે કેને૦ ૭
માની રાખો નિજ માનનીરે, સાથેજ શ્રી મહારાજ;
દીપક દશરથ રાયના, સદા છોજી મારા શિરતાજરે; કેને૦૮
ફાગણ હોળી ફાલતીરે, ફાગ રમે સહુ કોય;
એક હોળી થાય આંગણે, બીજી હૈયામાં પ્રગટી હોયરે; કે.૯
ભીતરમાં ભડકા બળેરે, જન દેખે નહિં ઝાળ;
વળખાં મારે વિધવિધનાં, જેને ડશિયો વિરહરૂપી વ્યાલરે;કેને.૧૦
ચૈતરે ચકોરી ચીંતવેરે, શશિ વિદેશી શ્યામ.
ચિતૅન ધરે ચાતુર્યતા. નહીં રૂપ તણું રહે નામરે; કેને. ૧૧
સત્ય સુભાગિ સારસાંરે, સદા સંજોગ સહીત;
ક્યમ કરિ વશિયે એકલાં, રાણી જાયા જનમની એ રીતરે;કેને૧૨
વાવલા વાયા વૈશાખનારે, આંબલે પાકી સાખ;
ભોગી ભમે વિદેશમાં, થાય હૃદય બળી બળિ રાખરે; કેને.૧૩
મુગાને સ્વપ્નું થયુંરે, મનમાં રહિ મુઝાય;
પ્રીતી તણું તો પારખું, જથા જીભે કહ્યું નહિં જાયરે; કે.૧૪
જેઠ તણા તડકા પડેરે, ભડકા હૈયા માંય;

---

* ઘોડો.

સુનાં મંદિરને માળિયાં, સુની સેજડી ખાવા ધાયરે; કે. ૧૫
જાય ન રજની દિન જતાંરે, રાત ગયે દિ ન જાય;
વિરહ દુઃખ મહા વેદના, એતો નજરે જોઇ કેમ જાયરે;કેને.૧૬
અષાડ ઝબકે [1]દામનીરે, ઘન ગરજે નભ[2] માંય;
બપૈયા પિયુ પિયુ કરે, શુણી વિરહણિ વ્યાકુળ થાયરે; કેને. ૧૭
દેવ દાનવ પક્ષિ પશુરે, માનવ ત્યાં કુણ માત્ર;
જીવતાં પ્રેત વિજોગિયું, ગળે વિરહે વિરહિજન ગાત્રરે; કેને.૧૮
શ્રાવણ વરસે શરવડાંરે, નદિયે આવે નીર;
નીલિ ભૂમિ ભાસે ભલી, રાજે તરૂવર ગેર ગંભીરરે; કેને.૧૯
ઘોર અંધારી રાતડીરે, ઝરમર વરસે મેહ;
આંખેથી આંસુડાં ઢળે, જેનો સ્વામી ગયો તજિ સ્નેહરે;કેને૨૦
ભાદરવો ગાજે ભલોરે, રાજવિ સહુ સુખ ભોગ;
રગમાં રૈરવ રોગ એ, જેને વહાલાનો થાય વિજોગરે;કેને.૨૧
ચંપા, ચંબેલી, મોગરારે, નવ પલ્લવ વન વ્હાય,
વિરહણિ જાત જવાસિયો, એતો શોષે સુકાઇ જાયરે;કેને. ૨૨
આશોએ આવ્યાં નોરતાંરે, રમે જમે નરનાર;
દિવસ દિવાળી દોહલા, તેતો જાણે જગત કિરતારરે; કેને. ૨૩
દંપતિ અંગ ઉમંગમાંરે, ગાન તાન ગિત રંગ;
અંગ રાગ અદભુત યથા, જેજેકાર જણાવે *અનંગરે;કેને.૨૪
મનમોહન અધિ માસથીરે, થાય પ્રભુ પરસન્ન;
સંગ સિતાજીને રાખિયાં, તેના ટાળ્યા વિરહવ્યાધી દિનરે;કે.૨૫

---

૧ વીજળી, ૨ આકાશ. * કામદેવ.

૧ સ્ત્રીએ પોતાના પતિ ઊપર પ્રીતિ કેવી રાખવાની છે તે દરશાવવા ધર્મને બહાને આવી કવિતાઓ પ્રસિદ્ધ કરવાનો જુના વખતથી રીવાજ છે. જેમકે સીતાની કાંચળી, ઓખા હરણ વગેરે. અને તેનું કારણ જો ધર્મને બહાને પ્રસિદ્ધ કરેલી કવિતા હોય તો એ જાતિ વગેરેને કંઠે ઉતરવાની જિજ્ઞાસા તરત ઉપન્ન થતો તેનો ફેલાવ વધારે તથા અસર પણ તેટલેજ દરજ્જે થાય છે.

# કૃશણ લીલા.

(ખાસ શ્રીકૃષ્ણને માનનારા સારૂ.)

## વસંત પદ ૧

બતાદે સાનું, પંજાબ, કિતને દુર. એ રાગ.
સેલાની સઇયાં, કઇસો ઊડાયો મેં રંગ. ટેક.
રંગ ઉડાયો, જુક્તે જમાયો;
શ્યામ[1] સહેલી કે સંગ, સેલાની. ૧
કુસીમેં ડારી, ભર પિચકારી;
પ્રેમકે રંગ પતંગ, સેલાની. ૨
બ્યાકુલ ભૈ નિહારી સબ બ્રીજનારી;
અચ્છી તરેહસે અંગ. સેલાની. ૩
મનમોહન સ્વામી. કછુ ન રખી ખામી.
ઓર કયા જાને અરબંગ[2], સેલાની. ૪

## પદ ૨

આઈ અબ હોરી. બેકચોમેં રંગ પતંગ. ટેક
બેકચો રંગ પતંગી, લેજે વાલા રંગી;
આઇ મિલે કોઉ અંગ આઇ અબ. ૧
દેતે દામ ન પાવે, ઐસા રંગ કેલાવે;
દેખે સોઇ હો જાવે દંગ, આઇ અબ. ૨
જિસકું અચ્છા જોરા, લેવે ઇતના થોરા;
ખેલત ખુબ અનંગ,[3] આઈ અબ. ૩
યું કહેત મે આયો, જશોમતિ કો જાયો;
મોહન ઉડાયો રંગ, આઇ અબ. ૪

## પદ ૩

જહાનમમે ગઇ અબ, હોરી ન ખેલોંમેં અરરર ટેક
બોઇ અખિયનમેં બેલોં[4] મેં અબહોરી નહિ ખેલો;

---

૧ શ્રીકૃષ્ણ ૨ મૂર્ખ. ૩ કામ. ૪ વેળુ.

ખરતહે આંસૂ ખરરરર, જહાંનમમે. ૨
ઐસિ લગિ પિચકારી ભીજ ગઈ મેં સારી;
ઠંડસે હોતી થરરરર, જહાનમમે. ૨
રંગમેં એસી રોરી, ફટ ગઈ મેરી ચોરી;[1]
ચીર હો ગયે સબ ચરરરર, જહાનમમે. ૩
અણુ ચિંતયો સો આગો, જશોદાકો જાયો,
મોહન ખેલાયો રંગ રરર, જહાનમમે. ૪



## પેમરસ.

### પદ ૧ લું

રાગ હોરી.

એસી પ્રીતમ તોરી પ્રાત, જેસો બાન લગાયો. ટેક.

બાન લગાયો, કલેજ કટાયો;
ધાવ કિયો વિપરીત, જેસો૦ ૧
જાત ન દેખાયો, કહ્યો ન જાયો;
બચન તેરો અમરીત, જેસો૦ ૨
કટાછ આયો, મો મન ભાયો;
કિયો દરદ ઉપસ્થીત, જેસો૦ ૩

### પદ ૨ જું

મેં હું પ્રીતમ ગુલાબી કે ફુલ, ખિલ રહિ કલિયાં. ટેક.

ખિલ રહિ કલિયાં, ચુન મત પિયા;
કમતી હો જાયગો મુલ, ખિલ૦ ૧
ખિલ રહિ કલિયાં, રંગ પતંગિયાં;
ફિક્કા હો જાયગો ફુલ, ખિલ૦ ૨
લતા લગ્યો જિયા[2] ગમત અલિયાં[3]
મત હોના મશગુલ, ખિલ૦ ૩

---

૧ ચોળી. ૨ જીન. ૩ ભમરા

### પદ ૩ જું.

શ્યામરી સુરત તેરી યાર, મોકો પ્યારી લગતહે; ટેક
મોહી જગતહે, ઠાઢે દેખતહે;
બડે છોટે નરનાર; મોકો. ૧
અખિયાં હસત હે, બેન બસતહે;
આઈ અંતર દિલદાર. મોકો. ૨
શ્યામ બખતહે, બાગ• તખતહે;
ડાલી ગલેમે હાથ. મોકો. ૩

—◦—

## ઈશ્વર રૂપી રાજાની તારીફ.

### પદ.

"ઘોધાનો ઘાઘરો બુરાનપરી ચીર". ઝીણા મારૂજી
હો રાય. એ રાગ.

ખમા ખમા ખમા મારા મહારાજાધિરાજ,
કર પદ્મ પુષ્પે અમે વધાવિયે આજ. મારા. ટેક
ચક્રવર્ત્તિ છત્રપતિ, શ્રીમંત બ્હાદુર;
રાજનનો રાજ ખુદાવંદ તું હજુર; મારા૦ ૧
નામના નરેશ બીજા નટના છે વેષ;
કુલ મુલકનો માલેક, તું જખું મહેશ; મારા૦ ૨
અખિલમાં આણુ દાણુ તારિ વરતાય;
ઉતરે ઉતાર્યા વિના તારો અદલ ન્યાય; મારા૦ ૩
નકીદાર લેખે તારા લેખી ન શકાય;
તારા કારભારી જેવા ક્યાંઇએ ન થાય; મારા૦ ૪
પરાક્રમી પખાલી છે, તારો *પરંજન્ય,
ઉદાર ગંભીર એવો દિસે નહીં અન્ય; મારા૦ ૫
મશાલિયા તારા મોટા, ચંદ્ર અને સૂર;
જળ અગ્નિ વાયુ જેવા, તારા છે મજુર; મારા૦ ૬

---

* વરસાદ.

ભારે ભારે ઉપમાના ભાળ્યા તારા ભાટ;
કોઈ કલ્પ લતા, કોઇ પારસનો ઠાઠ; મારા૦ ૭
નોબતનો નાદ તારી, દિસે દશે દિશ;
વાવટો વિખ્યાત મેરૂ દંડ જગદીશ. મારા૦ ૮
ઇલા[1] ને આકાશ તારી અટાળી અંકાય;
દરબાર બીજા તારી, દિપતીમાં દબાય; મારા૦ ૯
ગુપ્તદાન ઘણાં ઘણાં, તારાંછે દિધેલ.
હાથીને તો હારો કણુ, કીડીને પુરેલ; મારા૦ ૧૦
તારા જેવો તુંજ એક રાયા તણો રાય;
બીજા બાપડા બિચારા સાંભળી ઠગાય; મારા૦ ૧૧
ક્ષિતિપતિ કરશે શું, બીજા સનમાન;
મન મોહન તો માગે, તારૂ એક માન; મારા૦ ૧૨



---

૧ પૃથ્વી.

# प्रकरण ४ थुं.

## વિદ્યા મહિમા.

(આ પૂસ્તક મે ડાકટર જી. બ્યુલર સાહેબને અર્પણ કર્યું હતુ.

### દોહરા

શુણજો મીત્રો સહુ તમો, દઈ તન મનનું દાન;
વંદિ પ્રભુને વર્ણવું, સરસ્વતિ સદ આખ્યાન. ૧
અંધાની જે આંખછે, અપંગનો જે પાય;
જે મુંગાની જીભછે, નિર્ધન ધન કહેવાય. ૨
નિરાધારની નેટ જે, આ જગમાં આધાર;
અષ્ટ સિદ્ધિ નવ નિધિ તે, હંશ તણી અશ્વાર. ૩
પ્રસન્નતા જે મેળવે, કરી તેહની સેવ;
લે તે સુખ ત્રિલોકમાં, દે દેવાધિ દેવ. ૪
જેની કરૂણાથી થયા, વિધિવત ચારે વેદ;
સ્મૃતિયો શાસ્ત્ર પુરાણમાં, ભાખ્યા ઉત્તમ ભેદ. ૫
વડા રૂષી વાલ્મિક અને, મનૂ પરાશર વ્યાસ;
આદિકની જેણેં કરી, ઉરની પૂરી આશ. ૬

### સવૈયો.

વાહન હંસ પરિબ્રહ્મઅંશ, વિધ્વંશ વડાં દુ:ખનો કરનારી;
તું સુખની સવિતા ગુરૂતા ધરિ, થઇ પ્રસુતા પિડની હરનારી;
અષ્ટસિધિ નવનિધિ સમૃદ્ધિની વૃદ્ધિનિરંતર તું કરનારી,
જેજય જેજય જેજય કારિ, કરો મન મોહન માત અમારી.

### ઉપેંદ્રવજ્રા છંદ.

પુજાય આચાર્ય સ્વધર્મ જ્યાંહિ, પુજાય રાજાનિજ રાજ્ય માંહી;
પ્રભુપુજે આસ્તિક પ્રેમ આણી, પુજે નવેખંડ પ્રવિણ વાણી. ૧

### દોહરા.

પુજાય જ્યાં જ્યાં જાય ત્યાં, પંડિત સઉથી પહેલ;

ગરવો ગુણ જો હોય તો, પછી નથી મુસ્કેલ. ૧
અભણ ઘડિ ઉભો રહે, લક્ષ્મિપતિ લે લ્હાવ;
પણ પંડિતના જેટલો, ભર્યો ન પામે ભાવ. ૨
લે લક્ષ્મિપતિ માન કદિ, સભા સકળ મોઝાર;
પણ પંડિત ભાષણ ભણી, જન સઘળા જોનાર. ૩
માઘ કવી મરવા પડયા, ગરવો ગુંથ્યો ગ્રંથ;
લેખે દીધા લાખ ધન, મહિપતિ ભોજ મહંત. ૪
કોશ બનાવ્યો જોન્સને, પામ્યો ધન ભરપૂર;
પંડિત પ્રબંધ પ્રગટતાં, હાકમ થયા હજુર. ૫

## સવૈયો.

આપ સહ્યો પરિતાપ અમાપ, વિના નિજ બાપ ન બાપ ગણાઇ
માતુશ્રિતું શિર છત્ર નહિં, વળિ રાતિ નહોતી કને એક પાઇ;
કર્શનિયો જન સર્વ કહે સહિ, દુઃખ ભણ્યો દોહલા દિન માંહી;
મોહન કર્સનદાસ કહે સહુ, માસિક જેનિ સહસ્ર કમાઈ. ૧

## ચોપાઈ.

તાજો દાખલો દીધો અહીં, જરા થયેલો જૂનો નહી.
સમજો તો તેમાંછે સાર, વળી કહું માંડી વિસ્તાર;
લાલશંકર[1] શિરસ્તેદાર, ભણતાં પામ્યાં દુઃખ નિધિપાર,
દેખો દાકતર ચક્કરબતી, ફ્રરિ કરમની ભણતાં રતિ. ૨
ભલો ભણે જેને સઉ ભાઉ, તન મન દાકટર કીરતિ કમાઉ;
મહા દુઃખીયા એવા આવાર, સુખી થયા ઇશ્વર ઉપકાર. ૩
વિદ્યાએ કીધા વિખ્યાત, શ્રેષ્ટ ગુણો વિદ્યાના સાત,
વિદ્યા વિશે કહું શું કથી, અવર વસ્તુ એ જેવી નથી. ૪
ભણો ભાઈ ભાગીને ભ્રાંત, નિશદિન એ કરશો નિરાંત;
ભણ્યો ગણ્યો તે નામાં કરે, અભણ ઉભો રહી દીવો ધરે. ૫

## દોહરો.

એ કહેવતની આગળે, કહું અવરશું કેણ;

---

૧ લાલશંકર ઊમીયાશંકર ત્રવાડી.

વિદ્યાને લગતાં વળી, તોય શુંણાવું વેણ. ૧
એક નરે નિજ નારને, પાઠવિયો શુભ પત્ર;
વનિતા ગઇ વંચાવવા, અવર કને સર્વત્ર. ૨
ઘાલિ ઘરાણું ટોપલો, ઉજળાં વસ્ત્ર અથાહ;
રૂપ રૂપના અંબારશો, જતાં મળ્યો એક શાહ. ૩
ભભકો ભાળી ભાઇનો, જાણ્યુ હશે ભણેલ;
લ્યો વાંચી દો ભાઈ આ, શું છે માંહિ લખેલ. ૪
એમ કહીને આપિયો, કાગળ શેઠ સમીપ;
જયમ અંધાની આગળે, ધર્યો દિવાને દીપ. ૫
રાગ કાઢિ રડવા મચ્યો, નયને આંસૂ ધાર;
હબક ખાઈ હેઠો પડયો, ગઇ ગભરાઇ નાર. ૬
મનમાં જાણ્યું માનની, કાળોતરી હશેજ;
મૂર્છાગત મહિલા હવી, તજ્યું મુખનું તેજ. ૭
બોલિ ઊઠી એ બાકળી, કહે ભાઈ શો કેર;
હશે થનારૂં તે થયું, સુણિ સિધાવું ઘેર. ૮
શેઠ કહે રડતો નથી, હું તુજ કાગળ માટ;
પણ અભણ્યોછું, એટલો, ઉરમાં મને ઊચાટ. ૯

## ઉપજાતી છંદ.

નથી ભણ્યોને ધુળ મેં ન નાખી, પાટી અને પેન કને ન રાખી;
કિશોરતામાં ફરતો ફર્યો હું, તારે ન દુઃખે સ્વદુખે રડયો હુ.;૧

## હરિગીત છંદ.

કીશોરતામાં માત તાતે લાડમાંજ લડાવિયો;
હું પાઈ માગું મ્હોર ત્યાં દે, ક્ષણુ નહિ અથડાવિયો;
મહેતાજીએ માર્યો મને, હું ઘેર આવીને રડયો;
તે માટ મારો તાત જઇ મહેતાજીની સાથે લડયો. ૧
નિશાળમાં નિશાળીએ, માર્યો મને મસ મારતો;
માતુશ્રીએ ટપ બંધ કીધો, પાડશાળામાં જતો;
મુજ મા કહે દુર્બળ થયો, મુજ લાલ નિશાળે જતાં;
છો ખેલતો એ ખાઈ પી, વડવા ભણેલા કયાં હતા. ૨

અભણ્યા ભણેલા સઊ મરેછે નથિ અચળ નરકો રહ્યા;
છે અન્નદાતા દાંત દાયક રામનથિ કોયના ગયા;
એ પેટ માગી ભીખી ભરશે ન્યુન્યતા: કંઈ જાણશે;
નહિ સાત પેઢીમાં ખુટે વિત, જો વિચારી માણશે. ૩
કહિ એમ પરણાવ્યો મને, પછિ પડિ ફિકર ધર કામની,
વિનોદ હાસ્ય વિલાસમાં ગત, જાણી નહીં દિન જામની;
કરિ બહુ વિધે આપે ઉડાવી રિધ પિતાની જે હતી;
ઓ બેના મારી તેથિ અંતે, થઇ મહા માઠી ગતિ. ૪

### દોહરો.

એમ વિલાપ કરી ગયાં, આપ આપને ઘેર;
વિદ્યા વિણુ આ દેશમાં, એમ બધું અંધેર. ૧
ખેરૂ વેરૂ ઉજડ થયાં, કઈ ઠેકાણાં ક્યાંક;
વારિ જાય વિદ્યા ઊપર, કાં રાજા કાં રાંક. ૨
તેમજ અલ્પ ભણ્યા વડે, અતિશય થાય અનર્થ;
અણચીત્યું પળ એકમાં, સંકટ સહે સમર્થ. ૩
આજ સમે આ દેશમાં, એક રૂઢીછે આમ;
અક્ષર શિખ્યો ઢકેલતાં, ગણે ભણ્યો સઉ ગામ. ૪
ગાંધિ કાંઇ થવાય નહીં, હાથ જડે જરિ હીંગ;
*આ લીટલ નોલેજ ઇઝ, આ ડેન્જરસથીંગ. ૫
પણ તેથી તો થાયછે, કોક વખત મહા કષ્ટ;
તે દેશી નથિ સમજતા, સમજાવું તે સ્પષ્ટ. ૬

### ચોપાઈ.

નામ અભણશા એક વણીક, પુંજી તેની પાસ અધીક;
અતિ લોભિ પુરો અગ્નાન, નહિ એ સમ બીજો નાદાન.
તેને એક રૂડેરો બાળ, મુકયો ભણવા માટ નિશાળ;
કાચું પાકું ભણ્યો જેટલે, ધર ધધે લાગ્યો તેટલે. ૨

---

* આ ઇંગ્રેજી કહેવત છે એનો અર્થ 'થોડું ગ્નાન એ ભયંકર છે" છે.

મૂખે અભણુશા બોલે એમ, હવે ભણાવું સુત તને કેમ,
ભણી ગણીને લહિયો થયો, ચાકરિ કરવાનો છે કિયો, ૩
છો દુકાને બેસે આજ, નથિ રીઝવવા જવું સમાજ;
એમ કહી છોડાવિ નિશાળ, જઇ દોકાને બેઠો બાળ. ૪
કરે વિવિધના તે વેપાર, વણીક બુદ્ધિ અપરંમપાર;
પણ ઈશ્વરની ન્યારી ગતી, પડી ભણ્યા વિના વીપતી. ૫

## દોહરા.

એક વખત વિદેશથી, આવ્યો કાગળ એક;
લેઈ અભણુશાએ કહ્યું, લે લાડકડા લેખ; ૧
શું છે માંહિ લખ્યું અને, શો તેનોછે અર્થ;
સ્નેહ સહિત સમજાવ્ય તું, વાંચ્યો જાય ન વ્યર્થ. ૨
વાંચ્યો કાગળ વેગથી, બાપ તણો શુણિ બોલ;
ગભરૂ ગભરાયો ઘણો, મસ માંડયો ઘમરોળ, ૩
"કાકા આજ મરી ગયા, કાકી કુટે છેજ;
શું કહું બાપા છે લખ્યું, એ કાગળમાં એજ" ૪
શુણી અભણુશાએ પછી, માંડિ ગેર મોકાણ;
સગાં સ્નેહી નર નારિયો, ન્હાવા ગયાં નવાણ, ૫
રાંધિ રસોઇ ધરી રહિ, કરવા ચાલ્યાં કાંણ;
ખાધું ના ખાધું થયું, સઉ કરે કકળાણ. ૬
જે કાકાનું ગામછે, ત્યાં પોહોચ્યા સઉ લોક;
કાકાના ઘર પાસ જઈ, પ્રોઢી મૂકી પોક. ૭
ઓ કાકા શું આ કર્યુ, રડાવિયાં નિજ બાળ,
જેને તમે રમાડિયાં, પ્રીતે પ્રાતઃકાળ. ૮
"સદા શિખામણ આપતા, રક્ષણ કરતા રોજ;
ઓ કાકા કયાં લાધશો, ખપમાં કરતાં ખોજ" ૯
ઉતાવળા કાકા ઉઠયા, ઝાઝુ જણવતા જોર;
સુણ્યા પહેલિ મોકાણનો, શુણતાં સોર બકોર. ૧૦
બુઢો આવ્યો બારણે, હસવું ને થઇ હાણ;
મોં ઢાંકી ઘરમાં ગયા, થયું જગતમાં જાણ. ૧૧

કાકો કહેછું જીવતો, અલ્યા કર્યો શો કેર,
પાછળ કાગળ પાઠવ્યો, આપ ગયો અજમેર. ૧૨

## ચોપાઇ.

કાકી તારી કોટે હતી, આજે આવ્યો અજમેરથી;
લખી હકીકત હતિ તેમાંય, સાંન વિનાનાને સમજાય. ૧
પછી ફરી વંચાવ્યો પત્ર, વાંચ્યું જેમ હતુ સરવત્ર;
વળતી પસ્તાયા સઉ ઉર, ભણાવવા બાળક ભરપૂર. ૨
ચઢયું ફુલેકુ થયું ફજેત, હેત હતું ત્યાં થયું કહેત;
સઉ કહે એના દિલમાં દાઝ, અકાજ એથી પ્રગટયું આજ. ૩
કાકાના મરવાની વાત, થઈ પુર પાંચ વિશે પ્રખ્યાત;
રહેતાં રહેતાં ટાઢી પડી, પૃથ્વિમાં કહેવત થઈ પડી. ૪

## દોહરો.

નવાઇ એમાં છે નહીં, એમ અભણથી થાય;
લેશ ન માનો મશકરી, ગરિબ કે શું રાય;
જુવાન કે ઘરડા થયા; કહો કમાયા શુંજ;
અભણુ રહ્યાછે એટલા, અકકલ મંદ અબુઝ;
અભણ્યો એંશી વર્ષનો, ગણાય છોકરવાદ;
ભણ્યો ગણ્યો દશ વર્ષનો, તે તેનો ઉસ્તાદ. ૩
ભણ્યા ગણ્યા તે માનવી, અવર હરાયાં ઢોર;
જ્યાં ત્યાં જઇ ચરતાં ફરે કરી જુલમને જોર. ૪
છતિ આંખ્યો પણ આંધળું, હોય અભણુ અહોનિશ.
માટે મળવા સરસ્વતિ, જઇ જાચો જગદીશ, ૫

## ઉપેંદ્રવજા છંદ.

ભણ્યા વિનાનો શુક લેઇ પાળ્યો, રૂચે નહીં રંચ છતાં રૂપાળો;
રૂચે ન એવો અભણેલ કેને, તમે પ્રજા તેથકિ કેળવોને, ૧
વિચિત્ર રંગ્યાં વસનો રૂપાળાં, ભલાં ન પાસ્યા વિણુ જેમ ભાળ્યાં
જરા ન શોભેજ ભલે સજોને, તમે પ્રજા તે થકિ કેળવોને. ૨.
અમુલ્ય ઓપ્યા વિણુ જે ધરાણું, જરા ન શોભ્યું કદિ સંભળાણુ
લજામણું થૈ પડશે જમ્હોને, તમે પ્રજા તે થકિ કેળવોને. ૩

સજ્યા અલંકાર જુવાન બાળા, સજ્યાં શરીરે વસનો રૂપાળાં;
કહો ગમે એ નકટીજ કોને, તમે પ્રજા તે થકી કેળવોને ૪
પહેરિ પોષાક પુરૂષ આવ્યો, ગળે ઘરાણાં ખુબ ઘાલિ લાવ્યો
જો નગ્ન શોભે કયમ તે કહોને, તમે પ્રજા તે થકિ કેળવોને. ૫

દોહરો,

સરસ્વતિ વરવા સહુ, દેવ ગયા એકદમ;
"લેનેકું ગઇ પુત જદ્દ, બેઠી ખોઇ ખસમ". ૧
સઉકોને એવું થયું, કોઈ ન પામ્યા જીત;
રહી કુંવારી સરસ્વતિ, રચ્યાં ન કોને ચિત્ત. ૨

છપયછંદ.

ગયા પરણવા નાગ, કેશ પાસ લઈ કીધો;
ગયો પરણવા સૂર્ય, લેઈ સેયામાં દીધો;
ગયા પરણવા વિષ્ણું, ધનુષ્ય લઇ ભ્રમરો કીધી;
ગયા પરણવા ચંદ્ર, ટીલડી કીધી સીધી;
વળિ ગયા પરણવા શીવતો, નેણ કીધ અગ્નિ પાત્ર લેઇ
મનમોહન શાળીગ્રામ તે, રહ્યા હરોજ રૂપે થઇ.

દોહરો.

હું જિત ઇન્દ્રિ ષંઢ કહે, કહે કરૂપી સતિ આપ;
સારદ માટે નારદે, બ્રહ્મચારિ ધરિ છાપ. ૧
ગોપીચંદન ગાંઠનું, કંઇક ખોયું એમ;
સુવર્ણ કેરી [1]ઝાલતે, જાય કુંવામાં જેમ ૨
બાર તે બધો ભાગીઓ, થયો ન [2]શુક્રરવાર;
વરી નથી વરસે નહીં, બ્રહ્મ સુતા કોઠાર. ૩
અકળ ગતિની એહવી, અન્ય નથી એકાદ;
કરે કૃપા કીરતાર તો, રહે યશસ્વીયાદ. ૪
ભણવું નોકરિ માટ નથિ, સભા રીઝવવા ન્હોય;
અંગ અધિક ઓપાવવા, કહે ભણે સઉ કોય. ૫

---

૧ અકોડી ૨ શુક્રરવારે દાળીયા લેવાને એક પૈસા જેટલો પણ લાભ થયો નહીં.

ભણ્યા વિનાના કૈક છે, અમલદાર આકાળ;
ભણ્યા તણો ક્યાં મેળ છે, બોલો બુદ્ધિ વિશાળ. ૬
ભણ્યા વિનાના પ્રવિણ જન, વખણાયા કંઇ એક;
ભાઊ સિંદિયાનો વળી, જેમાં વડો વિવેક. ૭
ગાયકવાડી રાજ્યનો, દેખોવડો દિવાન;
રાજા ખંડેરાવનો, પ્યારો પ્રાણ સમાન. ૮
નોકરિમાં ન્હાના વડા, વગ વસિલાથી થાય;
પણ પંડિતની નામના, જડથી કદી ન જાય; ૯
હાકેમ કે શ્રીમંત જન, થશે થઇ ગયા થાય.
જળ પરપોટા જળ વિશે, પ્રગટે અને સમાય. ૧૦
કાળિદાસ, શામળ કવી, આદિક થયા અપાર;
વંશ નથી પણ વિશ્વમાં, સંભારે નર નાર. ૧૧
પંડિતહતા ગરિબ પણ રહ્યા અમર નિજ કાય;
ચક્રવર્ત્તિ ચાલ્યા ગયા, જયમ વા આવે જાય. ૧૨
અધિકિ ઉત્તમ ખેતિ છે, છે મધ્યમ વ્યાપાર;
નીંચી સૌથી નોકરી, હાકેમ કહો હજાર. ૧૩
ન્હાનો પગાર ચાકરી, નોકરી વડો પગાર;
કાળીને ઠાકોરનો, આંઇ તફાવત યાર. ૧૪
નહિ મામાથી બહુ ભલો, *કહેણો મામો એક;
ધંધો ચાલે એટલું, અવશ ભણો ધરિ ટેક. ૧૫
કાચું કહિએ નહિ ભણો, ઉલટો સમજી અર્થ;
ધુંધવતું છાણું સદા, વિદ્યા ઓછી વ્યર્થ. ૧૬
પૈસામાં નીંચી નજર, ભણતાં ઉંચી આંખ;
એ રીતી જો રાખશો, પ્રભૂ પ્રેરશે પાંખ. ૧૭
સ્થિતિ બદલાશે સર્વથા, જો ભણુશો વિદ્યાય;
વિદ્યા મેળવવા થકી, રંક બને છે રાય. ૧૮
પચીશ વર્ષ પુરાં લગી, છે ભણવાનો કાળ
તે તકમાં ચિંતા તજી જાજો નિત્ય નિશાળ. ૧૯

* કહેવાનો

સ્થિતિ અનુસારે વર્ષ જે, તેમાં વિદ્યાભ્યાસ;
કરો કઠણ મહેનત લઇ, ધરો ન બીજી આશ. ૨૦

### સોરઠો.

પાઠ કરીશું કાલ, કાલે જશું નિશાળમાં
કોણ કરે એ હાલ, એમ કદિ મુખ ના કહો.

### ઉપેંદ્રવજા છંદ.

કહો ન એવું મુખ વેણ કેદી, કદી ન આવે ગત જેહ તેદી;
થયો કમી જે દિન ના જણાણો, જરૂર આ કાળ અમુલ્ય જાણો. ૧
ઘડી ગુમાવે નિત એક કોઈ, લહો મહિને દિન એક જોઈ,
દરેક વર્ષે દિનબાર તાણો, જરૂર આ કાળ અમુલ્ય જાણો. ૨
રૂચે સમાનાંજ સમે રૂપાળાં, સમા વિનાનાં સઉ ખોડ વાળાં;
વિદ્યા કિશોરી વયમાં વખાણો, જરૂર આ કાળ અમુલ્ય જાણો. ૩
ઉઠી કર્યું દાતણ પાણિ પોતે. જમ્યા રસોઈ પ્રિય મૂખ જો તે;
અધીક સારા મુખવાસ આણો, જરૂર આ કાળ અમુલ્ય જાણો. ૪
તમાકુ તાણી વળિ લેશ ચાવી, સુનાગવલ્લી બીડીયો બનાવી;
સુતા બપોરે નિત એમ માણો, જરૂર આ કાળ અમુલ્ય જાણો. ૫
ગયા બગીચે ફરવા બહારે, સુતા જમીને ઉઠિયા સવારે;
પુરા થશે તે દુખિયાં પ્રમાણો, જરૂર આ કાળ અમુલ્ય જાણો. ૬

### દોહરા.

રજનો ને દિન વહી ગયાં, આજ કાલ પણ એમ;
પેઠી ચીંતા પેટની, પુખ્ત થયા કે જેમ. ૧
વળતી જાય નિશાળ તો, લોક કરે ઉપહાસ્ય;
કુમળું ઝાડ વળાય છે, વૃદ્ધ થયે શી આશ. ૨
ભરવું પેટ કુટુંબનું. કે કરવો અભ્યાસ;
દુખ દાયક દુનિયાં વિશે, જન્મ દિધો અવિનાશ. ૩

### રાગ—ધોળ કંકુ છાંટી કંકોતરી મોકલો એ રાગ.

સુણો સ્નેહી કહું વાત હાસ્યની,
વળિ આશ્ચર્યની જે અઘાત,
ભાભો ભણવા ચાલ્યા. ટેક.

પુત્ર પોત્ર તે જાય વોળાવવા,
સારી આલમનો મળી સાથ. ભાભો૦ ૧
ખભે ખડિયો લેખણ પાટી હાથમાં,
વળી પોથીનો ડાક ડમાગ. ભાભો૦ ૨
આવ્યો વખત નજીક છે આખરી;
કાંતો આજ કે કાં જશે કાલ. ભાભો૦ ૩
શિરો *ચ્ચ્ચ્ મુછો૰દાઢી છે રસ્યાં;
તોલો ચાંદીની આની અઢાર. ભાભો૦ ૪
બોલે જન મનરંજન તોતળુ;
નિખવાને મળ્યાં નર નાર. ભાભો૦ ૫
સાંજે ભાભો નિશાળેથી સાંચર્યા,
નહાનાં બાળકને મન ખેલ. ભાભો૦ ૬
કહે દાદા કહો શું શું લાવિયા;
ખીજે દાદા ફિતુર કરે ફેલ. ભાભો૦ ૭
કરે મસ્કરિયો મળી માનની;
ભણી આવ્યા ભાભાજી નિશાળ. ભાભો૦ ૮
ભાળી એવી ભાભાની ભવાઈને;
બાળપણમાં લેજો બોત્ર બાળ. ભાભો૦ ૯

## ચોપાઈ.

એમ સુણી પ્રગટે ઉર પીડ, ભણ્યા વિના ભાગે નહિ ભીડ;
બાળારાજા નામ ગણાય, ન્યા અન્યાય કરે તે થાય. ૧
બાળાપણુ છે સ્વતંત્ર રાજય, કોય ન પુછે કાજય અકાજય;
માથે હોય વળિ શિરછત્ર, સાંખે સંકટ તે સરવત્ર. ૨
નહીં ફિકર આપણુને લેશ, વિદ્યા તેથિ ભણાય વિશેષ;
તે તક ગુમાવશો નહિ વીર, નહિતો પછી થશો દિલગીર. ૩
જાણુ જુવાની હોય દિવાની, સુધરીતો તે છે મનમાનિ;
નહિતો ભવ આખો છે ભોગ, રહે શરીર વિષે એ રોગ. ૪
સારૂ નરસુ કામ કરાય, જશ અપજશ તેનામાં થાય;
થયે અવસ્થા સુધરે અંગ, અરર જુવાનીનો એ રંગ ૫

---

* ચોટલી.

### રાગ પરજ સાખી.

તારૂં ગોકુળ જોવાને આવરે, મધુવનના વાસી એ રાગ.
હાય હાય થયો હું હેરાનરે, ક્યાંથી આવી જુવાની;
ઓ મા શે ન પાયું વિષ પાનરે; ડાહિ પણ થઈ દિવાની. ટેક.
ડાહી થઈને દિવાની થઇશું, ઉછેરિયો ખોઈ જાત;
જો જનિતા તેં જાયો હોત પથરો, ધોતાં ધોબી ખુશ થાતરે; ક્યાંથી
ઉઠયો હું તાતના કુળમાં અંગારો, બાપનું બોળ્યું નામ,
લાખેણી મા તારી કુખ મેં લજવી, વડવાનું લજવ્યું ગામરે.ક્યાંથી.
ચોરી ચાડી જુઠ જારી કરીને, કીધો મેં આકરા કેર;
કહેવાનું કોઈ તરફનું ન રાખ્યું, મનમાં ન આણી મ્હેરરે. ક્યાંથી
નીચની સંગત નિશ દિન કીધી, ઉરમાં ધર્યું અભિમાન;
ફાટી આંખેથી ફરતો ફર્યો હું, આંકલ સાંઢ સમાનરે, ક્યાંથી
બહુ નામિની પણ બીક ન રાખી, અલ્પ અંતરમાં એમ;
કીરતાર ઘોર કરમ કરવાથી, કરશે મારી મને કુમરે; ક્યાંથી. ૫
પુખ્ત થતાં એમ મનમાંહિ પસ્તાય, જાય નયનથી નીર:
ઓ મારા વ્હાલા જુવાનિયા ચેતો, આગળથી થઈ થીરરે; ક્યાંથી.૬

### દોહરો.

કલમ રૂપી તરવાર લઈ, લઇ કાગળની ઢાલ;
દુખ રૂપી દળ આવતું, વિરલા પાછું વાળ. ૧

### ઉપજાતી છંદ.

વિદ્યાર્થી વર્જીતમ સુખ સ્મૃદ્ધિ, સુખાર્થિ વિદ્યાની લહે નશુદ્ધિ;
સુખાર્થિ વારી મૃગ તુલ્ય સૂખ, વિદ્યાર્થિ અંતે દુઃખથી બિમૂખ.

### ચોપાઇ.

પણ એથી ઉલટા જન આજ, વીણિ વેવલાં આવે વાજ;
વિવાહ પ્રસવ થતાં આદરે, વળિ લઘુ વયમાં લગ્નો કરે. ૧
જોતામાં સોંપે જંજળ, હેતુ શત્રુ નિવડે થઈ હાલ;
બુદ્ધિ વિના બિવરાવે બાળ. કર કજીયો ઘાલુ નિશાળ. ૨
સંતતિ જાણે શું તે હશે, ખાશે ગળશે કે મારશે;
ટાંગા ટોળી કરે પછી લોક, માત પિતાની મુંકે પોક. ૩
મારે મહેતાજી વળિ માર, ત્રાહિત પણ બોલે દુંકાર;

પ્રજા થકી અધિકી પ્રિય પાઈ, એવાં અજ્ઞાની અન્યાઇ. ૪
ખાય પિએ પહેરે શું ભણે, ક્યાં રખડે કેને આંગણે;
કોશું સ્નેહ સંતતિ મન વસ્યો, તપાસ તેનો કરવો કશો. ૫
તેથી પ્રજા હરાયું ઢોર, નિવડે મારે માર નઠોર;
લાવે ખબર મુવાની તેહ, જાય કુટતું રોતું જેહ. ૬
મહેતાજી પણ તેવા મળે, તેમ પરિક્ષક તેવા ભલે;
મળી મળીને માતું થાય, ન ભણાવે ગુરૂકર ન ×વહાય. ૭

## દોહરો.

પુખ્ત થતાં સુખ ૧પેટનું, મળે થયાં માબાપ;
ભણે થતા ગુરૂ ભાળિયા, અતિ ભણિ પરીખ આપ. ૧
ફુંકિ ફુંકિ પગ માંડિએ, સાચવિયે સંસાર;
નથી જવું બાવા બની, આશા ઉર અપાર. ૨
ઘરજનથી પાનું પડે, પડે પ્રજા વળિ પેટ;
વહેંકુંછે વહેપારમાં, નોકિ આદી નેટ.* ૩
માટે માનવ સહુ તમે, વરતો નીતિ સહીત;
ભવિષ્ય જન ભાળી શિખે, રૂડી તમારી રીત.
બોલ્યા ચાલ્યા જે કર્યું, પડ્યા પડે તમામ;
જાહેર થાશે જગતમાં, રહે ન છાનું નામ.

## ચોપાઈ.

કામનિ જો કદિ કજિયો કરે, ઠપકા પાત્ર પ્રથમ તો ઠરે;
પડશે પિયર જવું પ્રેમદા, ફરી કહેવું કરશો કદા. ૧
વળી કહે જો વારંવાર, રાખવિ બે દિ પિયર મોઝાર;
નહિ મોકલિએ ફરી નિશાળ, એમ કહિ બિવરાવો બાળ. ૨
કાઢિ મુકવાની બિવરામણી; દાસાદિકને દેવી ઘણી;
સ્યામ દામને ભેદ સુદંડ, ઉપાય કરવા ચાર અખંડ. ૩
દંડ ઊપાય અચાલે કરો, સાગર પેટ કરીને ફરો;
બાળકમાં બાળક થઈ ભળો, ભલે પરિક્ષકનું પદમળો. ૪

---

× મહેતાજી મારે નહી ને ભણાવે નહી.
૧ સંતાનનું. * આદિથી અંત સુધી.

હળિ મળિને ચાલે જીવ મળે, રહે રાત દિન આંખ્યો તળે;
જુલમ જોઇ અળગું નહિ જાય, જળડાંગે જુદું નહિ થાય. ૫

## દોહરો.

કબૂલ કરશે તમ કહ્યું, માનવ વધર્શે મન;
મનોર્થ સઉ પૂરા થશે, અળગાં થશે વિઘન. ૧
બાળક ચાકર બાઈડી, વિમાસશે શરમાઇ;
સાંપડશે તન સ્વર્ગ સુખ, સઉથી થશે સવાઇ. ૧
કરશે નહિ કરવા તણી, હઠ લીધી જે હોય;
સ્ત્રી ચાકર સત્યે રહે, સંતતિ ભણશે સોય. ૩
વિનોદ વિદ્યા વારતા, બોધક શોધક બુદ્ધિ;
ઘરમાં કરિયે હરઘડી, ઊર અસર તન શુદ્ધિ. ૪
બહાર જન જઇ બોધિયે, હળિ મળિ કરિએ હેત;
સજનની ભરી સભા વિશે, સુખ સન્માન સમેત. ૫

## ઝુલણા છંદ.

વેગથી વીરલા વિવિધ વિદ્યા ભણો,
આપણો ધર્મ અવસ્ય જાણી;
અભણને આંધળું શાસ્ત્ર સમતુલ્ય કહે,
ઊરમાં કહેવતો એવિ આણી;
*શાળમાં બાળને મોકલો સર્વદા,
સજનની સોબતે જઇ સુધરશે;
દેખશો દુઃખ તો સુખ હરિ આપશે,
ચીંતવ્યાં કામ અચ્યુત કરશે. ૧
પક્ષિ પોપટ જુઓ રામ રસના રટે,
વાંદરાં રીંછ વગરે અનાડી;
પેટ કઇનાં ભરે લોક રંજન કરી,
ખેલ ખેલે શિખવ્યા ખેલાડી;
માનવી જાત તો શું કરી નાશકે,

---

* નિશાળ.

સ્વલ્પ હેવાન થીશું ઉતરશે. દેખશો૦ ૨
રૂપને રંગનો વાસ વિદ્યા વિશે,
ચોગણિ નિજ કળા થાય ચઢતી;
બાઇ ભરપૂર જો ભાવથિ નહિ ભણો,
રોજ પ્રતિરોજ લેખાય પડતી;
વ્હાણુ વિદ્યા તણું હાથ જે રાખશે,
દુઃખ દરિયો ભલી ભાત તરશે. દેખશો. ૩
માર મહેતાજીનો મુખ કહ્યો જાય નહિ.
તેમ નિશાળિયા માર મારે;
પૂરિ માબાપ પણ સખ્ત શિક્ષા કરે,
આપ નિશાળમાં જાય ત્યારે;
કૈંક મહેતાજીને કઈક ન્હ઼ા કવિ થયા,
આપના તાપ પ્રભુ તેમ હરશે. દેખશો૦ ૪
સૂખ સઊ વાતનું આપશે શ્રીહરી,
દોહલાં દુઃખ દેશે ઉડાવી;
હાથિ ઘોડા બળદ ગાડિયો અવનવી,
અષ્ટમા સિદ્ધિ નવ નિદ્ધિ લાવી;
છત્ર સુવર્ણનાં શિર ધરિ સેવકો,
હુકમ માથે ચઢાવીજ ફરશે. દેખશો૦ ૫
સમજશો શત્રુ સમ સ્નેહિ આ સાંભળી,
ઉર ઉતારિ જો તોય ભણશો;
સારૂ ધરિ સ્નેહને સ્નેહિ પછિ સમજશો,
ગુણ જાણી સગો ખૂબ ગણશો;
આશછે ઉરમાં શબ્દ કહુ શૂરમાં,
હૃદયમાં આરપારે નિસરશે. દેખશો૦ ૬

## દોહરા.

શુણિ મમબોધ બહુ જણા, એમ કરો ઉપદેશ;
તો પ્રસરે આ દેશમાં, વિદ્યા રવિ વિશેષ. ૧
દંપતિ હોય ભણેલ તો, થાય પ્રજા તેવીજ;

કડવાં મીઠાં ફળ ફળે, બહુધા જેવાં બીજ. ૨
માણુ પ્રમાણે ઠીકરી, દિકરી માત પ્રમાણ;
વડ તેવા ટેટા બને, બેટા બાપ સમાન. ૩
કથનો પ્રાચિન કાળનાં, વાંચિ કરો વિચાર;
વેલા વંઠી તુમડી, નહિ તો નકી થનાર, ૪
કુલ કિર્તિ કોટી ગણી, છોટી થશેજ છેક;
વિદ્યા વિદ્યા વારતા, અંતર ધારો એક. ૫
તન મન ધનનાં દાન તો, દેનારા નર દક્ષ;
વિરલા વિદ્યા દાન દે, લાયક બીજા લક્ષ. ૬
આપ પ્રજાને કેળવો, કેળવાય જેમ ખુબ;
કણુક કેળવે કામની, જળ લઈ ડુબા ડુબ. ૭
જો કેળવવામાં કશી, રહે ન ખામી રેષ;
ક્લેશ ન સંતોષજ મળે, વાધે વ્યાધી વિશેષ. ૮
તેમ પ્રજાનિજ કેળવે, રંચ ન રહે કસુર;
નોતમ હીરો નીવડે, વહોરો આપ હજુર.
સાધન આપો શોભતાં, આપી ઓપ અમુલ્ય;
વળતી વહાણુ ચઢાવજો, તે કુળ દીપક તુલ્ય. ૧૦
ઉપરના ગુણાર્થનો, એજ કથ્યો મેં અર્થ;
કેળવાઇ પાકી વયે, જો સમજાય સમર્થ. ૧૧
તો પરણાવિ તે પછી, સમજાવો સંસાર;
નિવડે નાખો [1]નિધિ વિશે, પામો પ્રેમ અપાર. ૧૨

## ચોપાઇ.

શરમ ભરેલો દેશ શિરસ્તો, ઘેર ઘેર દીસેછે સસ્તો;
માત પિતાનો લાડકવાયો, જોગ ધરી જોગીમાં ધાયો, ૧
ધનવંતાનાં દીઠાં બાળ, ઝાલી ઝોળી થઈ બેહાલ;
ભૂપ થયા ભીખારી ઘણા, અરે પ્રભુ એ વિદ્યા વિના. ૨
જે બેઠા દીઠા સુખપાલ, નાણાં વિશે હતા નરન્યાલ;
હાજી કહેતાં હજુર હજાર, તે નર રખડે ઠારો ઠાર. ૩

---

૧ સંસારરૂપી સમુદ્રમાં,

પેઠાં બહુ પરદેશી રાજ્ય, કોઈ ન પુછે કાજ્ય અકાજ્ય;
નવિન કાયદા નવિન રાય, નીર નેવનાં મોભે જાય. ૪
પેઠી લક્ષ્મી જઇ પરદેશ, વિચરી વિદ્યાદેવિ વિદેશ;
દેશ વિશે દિસે નહિ માલ, વિણુ વિદ્યાએ હાલ બેહાલ. ૫

**દોહરો.**

ગુણ સઘળા વિદ્યા વડે, લાજ મર્યાદા માન;
અખુટ ખજાનો સરસ્વતિ, સાર ન એહ સમાન. ૧

**વસંતતિલકા છંદ.**

ચોરે ન ચોર ન ઠગે ઠગ કોઇ રીતે,
લક્ષ્મી અચીંત અચળા અણુજીત જીતે;
દેવી અભેસુ સુખદા મુલદાર મુલ્યે,
વિદ્યા સુદાન મહિમાં લખદાન તુલ્યે.

**દોહરા.**

ભૂખે ભણ્યો મરે નહીં, રમ્યો રળી નવ ખાય;
ઉંઘે આયુષ્ય નવ વધે, આલસથી ઘર જાય. ૧
જેમ જેમ વાગે સોટિયો, વિદ્યા આવે તેમ;
નિવડ બત્રિસ લક્ષણો, સહે ઠોકરો જેમ. ૨
માટે મારા સ્નેહિયો, સમજો એકજ સાર;
અકથ કેળવો સંતતી સુતા સુત પરિવાર. ૩
લક્ષ્મી અલભ્ય લાધશે, સંપ સંગ સંબંધ;
ત્રિભુવનમાં સુખિયાં થશે, આપે મટશે અંધ. ૪
ધન ધુળધાણી થઇ જશે, થશે નિમિષમાં નાશ;
વિદ્યા તણા વિનાશની, અલ્પે ન મળે આશ. ૫
અગણિત જન વેઠે ગરજ, રજવાધે નહિ રીશ;
ઇશ ઉપર રાખી નજર, જરથી લ્યો આશીશ. ૬
પ્રેમ પ્રભૂપદમાં થશે, સદ્ગુણ તણું સુપાત્ર;
દુર્ગણ તો જેમાં જરી, મળે ન કરવા માત્ર. ૭
જણાય જ્યારે જોઈતો, ગુણ સાગર ગંભીર;
ત્યારે સાધન સર્વ દઈ, ચઢાવજો જળ તીર. ૮

પ્રસિદ્ધ પાર પમાય નહિં, સંક્ષેપે છે સાર;
એક જીભે શું ઉચરૂં, કરી મને કરતાર. ૯

### ઉપેંદ્રવજ્રા છંદ.

ભણ્યા ગણ્યામાં સમજાય પૂરો, સમર્થ સંસારિક કામ શૂરો;
પછી [1]પ્રસૂસાધન સર્વ આપે, સુપુત્ર તેને પ્રભુ સ્થાન સ્થાપે. ૧

### ચોપાઇ.

પણ ઊલટો એથી તો ઘણો, દીઠો રસ્તો દુનિયાં તણો;
પ્રસવે બાળ ધરે પ્રસુ આશ, જીવે કાંકે થાય વિનાશ. ૧
દિકરી પ્રસવે ધારે મંન, પરણાવી લેવાશે ધંન;
પુત્ર પ્રસવથી ધારે વળી, મોટો થાય તો આપે રળી. ૨
એમ સાધવા સ્વાર્થ ન્હાય, પુત્ર પુત્રીનું હીત ન થાય;
સંતતિ નિશદિન સંકટ સહે, નિર્ધન દુનિયાં તેથી રહે. ૩
કુસંપ દ્વેષ વહાલામાં વેર, કલેશાદિક છે ઘેર ઘેર;
મહા વિદ્યાનાં છેદ્યાં મૂળ, કલંક તેથી એઠાં કૂળ. ૪
સંતતિ કરતાં ધનથી સ્નેહ, દારૂણ દુખ વેડે નિજ દેહ;
ક્રિયા કરી પરણાવે બાળ, લેઇ ધન મન જાણે ન્યાલ. ૫
વરઘોડાને મોટા વસ્ત્ર, આદિક કારજ મોટાં કર્યા;
ભર્યો ખજાનો સંગ્રહ કરી, આપ લખાણા લાખેશ્વરી. ૬
વધે ક્ષુદ્રને મદ ધન વધે, વધે વણુજ વણીક ધન વધે;
વધે કસુંબા ક્ષત્રિ ધન વધે, વધે વિપ્રને સ્ત્રી, ધન વધે. ૭

### દોહરો.

એવા નર આ વિશ્વના, દીઠા લાખ કરોડ;
ફોકટ ફૂલા ફૂલ કરિ, માંડે દોડા દોડ.

### ચોપાઇ.

પણ દ્રઢ કરવો એક વિચાર, કરવું છે આ એકજ કાર્ય;
તે સંબંધી સજવું જ્ઞાન, ધરવું અન્ય વિશે નહિ ધ્યાન. ૧
જ્ઞાન પ્રથમ સામાન્ય સજાય, વળતિ રાજ્ય વિદ્યા સમજાય;

---

૧ માબાપ.

જોતું આપની શક્તિ જરૂર, પછી એક જ્ઞાને ભરપુર. ૨
અનુસરતાં ઉદ્યોગ અપાર; વધુ તેનો કરવો વિસ્તાર;
જગત જીત થાવું તે માંય, તો તેથી સુખ શાંતિ થાય. ૩
અરવુ અરવું મુડે જેહ, કહો શી રીતે શોભે દેહ;
લખવું વાંચવું આદિક ભણી, ભણવી ભાષા રાજા તણી. ૪
ખેતી વૈદક કે વ્યાપાર, કાવ્ય કળા કોઈ હુનર હજાર;
ઘડવું ગાંઠવું આદિક કશું, 'મન જોડી દેવું એકશું' ૫
પછિ ઉદ્યોગ અતિશય કરી, વિદ્યા જાણે હોય વિસ્તરી;
દેશ વિદેશે ખ્યાતી થાય, પરિપૂરણ જ્યારે પંકાય. ૬
પાંચ પદારથ ત્યારે મળે, ઘેર રહે ગંગાજી ફળે;
લાત મારિ પૈસો મેળવે, કવિ કોવિદ કિરતી કળે. ૭
પણ આ અવસરનાં નરનાર, વસ્ત્રો અન્ન અને આહાર;
મળ્યા પછી જાણે ઠિક થયું, કરતાંતાં તે કરતા જવું. ૮
દુધ ન દે ગભિણિ નવ થાય, ગમાણુ એવાં બાંધે ગાય;
તેથી શું કારજ પછિ સરે, એવિ પ્રજા ઉપકૃત શું કરે. ૯
નહિ ભણાવ્યાનું જરી ભાન, દિકરાને લાવી દુકાન;
ઘડતાં શિખવ્યા પોતે ઘાટ, જેવા તેવા રળવા માટ. ૧૦
જન્મારો તેમાં વહિ જાય, રળી રૂપિયા સો ફુલાય;
નમુનો કોઇ લાવે જો નવો, તો મુશ્કળ તેનાથી થવો. ૧૧
નકશાનું નવ જાણે નામ, કરે ચાલતાં દેશી કામ;
અગણિત એવા જ્યાં અથડાય, કીર્તિ નામના તેમાં થાય. ૧૨
શી રીતે પામે એક પાઇ, એવાં અજ્ઞાની અન્યાઇ;
આલસ્ય ઈર્ષા લોભ લડાઇ, બૂડા બૂડ અપલક્ષણ માંઇ- ૧૩
પક્ષિ કાગડા કુતરાં પશૂ, ખાય પિયે વિષયે મન વસ્યું;
તેવાં માનવ થઈ મસ્તાન, દુખ વેઠે પણ સુખ સમાન. ૧૪
કેવળ ત્રણ બાબતનું જ્ઞાન, અંતરમાં ઝાઝુ અભિમાન;
તે પણ નહિ જોઈએ તેટલું, વિષય ખાવું પીવું એટલું. ૧૫
શું શી રીતે ને શા માટ, એવા કોણ કરે ઉચાટ;
પૂછે તેજ દિવાનો ઠરે, ડહાપણુ ડાહ્યા થઇને ફરે. ૧૬

## ઉપજાતિ છંદ.

આકાશ તારા દિન રાત્રિ ભાઈ, તથાપિ ચંદ્રે રજની સુવાઈ;
સૂર્યે સવાયો દિન સર્વ [1]વીધે, શોભે સભા પંડિત એક લીધે. ૧

## વસંત તિલકા વૃત.

વસ્ત્રાદિ ધાન્ય ધન લાખ દઈ લડાવ્યાં,
માગ્યા મુખે વિવિધના વરસાદ લાવ્યાં;
દેહે સહી સુખ દિધાં અભણેલ રાખી.
વાળે ન વેર રિપુ એ પ્રસુ વૈરિ પાખી. ૨

## દોહરો.

વેરિ માબાપો વિના, કોઈ ન વાળે વેર;
ચપટિ વગાડિ ટેરવે, દે બાકળને ઝેર. ૩

## ઉપજાતિ છંદ.

પ્રજા સહુએ પરણાવવાની, ઉંડા ખજાના અરપી જવાની;
ચીંતાથિ ચીંતા ચિત માંહિ રાખો, પ્રજા ભણીલે ભવસુખ આખો. ૨

## દોહરા.

નિશાળમાં નિત્યે જઇ, પ્રેમ સહિત કરિ પાઠ;
સદગુણનો સંગ્રહ કરો, નવ નિધિ સિદ્ધિ આઠ. ૧
માત પિતા ગુરુ ગુણ નિધિ, પ્રતિષ્ઠિત જે પરમ;
તેને નમન કર્યા તણો, સમજો આપ સ્વધર્મ. ૨
જે વખતે જે કામમાં, હોય આપણું નામ;
ત્યારે સાવધ તેહમાં, રહો અન્ય તજી કામ. ૩
નિશાળમાં વિદ્યા વિના, અન્ય ન વદિયે વેણ;
બુધ કને જઈ બુદ્ધિ લ્યો, કાન કામનાં કેણ. ૪
દરેક વખતે દિલ ધરો, ત્રિવિધ કાળ વિચાર;
શું હું શું મારૂં અને, તનનો શો નિરધાર. ૫
ઘણા ગ્રંથ ગોતી જુઓ, સંક્ષેપે લ્યો સાર;
વાણીનો વિસ્તાર જો, દીધો જગદાધાર. ૬

---

[1] પ્રકારે

પૂખ્ત થતાં પણ પરમ સુખ, છે વિધામાં વીર;
રસિક ગ્રંથ વાંચ્યા થકી, દીલ મટે દિલગીર, ૭
એક ભાગ પ્રભુ પ્રાર્થના, એક ભાગ ઉદ્યોગ;
એક ભાગ વિધા રમુજ, જથાર્થ કરવા જોગ. ૮
એ ત્રણમાં મહા તત્ત્વ છે, સમજે શાણા ઉર;
પણ બાળકનો ધર્મતો, ભણવાનો ભરપૂર. ૯
ભણ્યા તણો નહિ ગર્વ કર, ભણ્યો ભણ્યો શું મુળ;
ભણતાં પાર ન પામિયે, નથિ છેડો કે મુળ. ૧૦
સુખે યત્નથી સાંપડે, ગણિ લેવું તે જ્ઞાન;
તુચ્છ વાત પણ ધ્યાનમાં રાખે તે વિદ્વાન. ૧૧

## ચોપાઈ.

સારી નરતી સરવે વાત, સાંભળિ કે દીઠી અર્થાત;
સદ શિક્ષા લેવા કામની, જેમ લોહને પારસ મણી. ૧
તેવો જેમાં ગુણ જણાય, મનમાં રાખે પંડિત રાય;
વિષમાંથી અમૃત લ્યો જોઇ, સુવર્ણ રજમાંથી લ્યો ધોઇ. ૨
ચંદ્ર દ્વિતીયાનો પુજાય, પુર્ણીમાનો પણ નહિ પુજાય;
ભણી ગણી નથી જનમ્યા કોય, નભથી નવ ઉતરીયા હોય. ૩
ભુ બાઉ તાલા કરતાં ભણ્યા, ખાતા માર મહેતાજી તણા;
નાગા નાગા જતા નિશાળ, હતા તમારા જેવા હાલ. ૪
માનું દુધ પી મોટા થયા, અલોહાલ હાલરડાં લલાં;
ભણતાં પ્રગટ્યો તે ભડ વીર, શામળ કાળીદાસ કબીર. ૫
આદિક સરવેનું પણ એમ, થાય તમારૂં ભણતાં તેમ;
સારિ વાતનો સંગ્રહ કરો, નરતીને પોતે પરહરો. ૬
વર્ણ શબ્દ પદ નિત્ય અકેક, વાધે ભણતાં વડો વિવેક;
પાળ અકેક કાંકરે થાય, તળાવ ટીપે તેમ ભરાય. ૭
દીઠી વાંચી કે સાંભળી, કળા ચાલ ચલગત અણકળી.
ગુણ ગ્રહી થઇને માહીતગાર, સૂખથી ચલવો આ સંસાર
એક તૃણાપર ધારે જેહ, નિબંધ બાંધે મોટો તેહ;
એક શીખી બીજી સરૂવાત, એમ વિદૂતા આવી હાથ. ૯

લખતાં કોય ન પામે પાર, સહુ સહુની મતીને અનુસાર;
ગોર પરણાવી આપે વીર, ઘર સૂતર દંપતીને શીર. ૧૦
મ્હેતો શીખવે એકડએક, લેખકનો લખતાંજ વિવેક;
સાર ન શોધ્યો વાંચ્યા ગ્રંથ, રખડયા બહુ પણ ભુલ્યા પંથ
ગમાર એવા દીઠા ઘણા, ભણ્યા ખરા તોપણ નહી ગણ્યા;
રખે તમારૂ તેવું થાય ધોયુ કનક તે ધુળે જાય. ૧૨
નિલ મર્કટ માનવ અણ ભણ્યાં, જાણો એક જંતુનિનાં જણ્યાં:
સુખ નહોતાં સરસ્વતિ જોહતી, સુખે કરી સરસ્વતિ અણછતી ૧૩
જો ચિત ચડે ન વિદ્યા વીર, તેથી દિલ ન થવું દિલગીર;
વિશેષ તેનાપર દઈ ધ્યાન, ઘણા શ્રમે મેળવવું જ્ઞાન. ૧૪
ભોજન ભોગ અને ધન મહીં, સંતોષે રહેવું સહી;
પણ દિન પ્રતિ લોભાતા જવું, ભણવા ગણવામાં આવનવું. ૧૫
હું છોડું પણ તું નહિં છોડ, હોંશે જેમ બક્યા હો હોડ;
તેમજ કરવું તેણે હામ, લઇને શ્રીહરિનું સુખ નામ. ૧૬
જે સાધનનો કાઢે વાંક, નહિ સાધન તોપણ નવટાંક,
શું સાધન તેની શી જરૂર, ભણિગે ઉદ્યોગે ભરપૂર. ૧૭
જેને શીર નહીં શિરછત્ર, ભક્ષણ ફળને પહેરણ પત્ર:
તેવા થયા અગાઉ મહંત, નથી જતો સરખો આદ્યંત. ૧૮
તેમ તમે સઉની તજિ ગરજ, દિલમાંથી છાંડી દઈ ડરજાં
કરજ કર્યા વિણ ભણતર ભણો, આદિ ધર્મછે એ આપણો. ૧૯

## દોહરા.

માટે મારા મિત્ર સઉ, સમજો એકજ સાર;
પ્રભુ, વિદ્યા, ને સંપપર, પ્રતિદિન આણો પ્યાર. ૧
સુખ દુખ તણી કમાણી સાહ, જો ભણશો ભડવીર;
સહુ સૂખ મળશે સામટાં, દિલ ન થશો દિલગીર. ૨
સમજુ સમજે સાનમાં વાંચી કરે વિચાર;
ભેંશ કને શું ભાગવત, કહે કહેવત નરનાર. ૩
દિલમાંથી દુર્ગુણ તજો, સંગ્રહિને સદ્ગુણ;
લાખે લક્ષ્મી લાધશે, નિવડતાંજ નિપૂણ.

### શાર્દુલવિક્રીડિત_છંદ.

વિદ્યા માત પિતા સુ ભાઇ ભગિની, વિદ્યા સગાં સાગવાં;
વિદ્યા સ્ત્રી પરિવાર ધાન્ય ધન તો, જાણો સહુ આગવાં.
વિદ્યા મિત્ર સુ કુળદીપ દિપતી, વિદ્યા સનેહી સદા;
રિદ્ધી સિદ્ધીની વૃદ્ધિ શુદ્ધ ફળદા, વિદ્યા લતા સર્વદા. ૧.

### સોરઠો

ધરો ન બીજું ધ્યાન, એ મારો અભિપ્રાય છે;
મળશે સુખ સંસ્થાન, વિદ્યા વિવેક સદ ગુણે

### દોહરા.

નથી નિપુણ વિદ્યા વિશે, નથી મતિ મુજ માંય;
સઉ કવિયોનો દાસ છું, કાવ્ય ન જાણું કાંય.
વાસી અમદાવાદનો, છે વઢવાણ મુળ ગામ;
કવિ દલપતનો દીકરો, મોહન મારૂં નામ. ૨
સામે વેદિ શ્રીમાળિ દ્વિજ, ગોત્ર પરાશર પરમ;
ગુરૂ નિધી કુળ ગાદેયનું સહજાનંદિ સ્વધર્મ. ૩



## લાંચ વિશે

### ભુજંગી છંદ.

નમું સારદા માતને સ્નેહ આણી, વળી વંદુ હું વિશ્વદેવા વખાણી;
કરે સર્વદા સાહ્ય જીભે વસીને, ધરી હેત વિદ્વાન વાંચે હસીને ૧

### સોરઠો.

નથીજ એક પ્રકાર, લાંચ અનેક પ્રકારની;
શુણિ રીઝે સરદાર, લાજે શુણતાં લાંચિયા. ૨

### દોહરા.

જે કૃત કરવાનો નથી, યોગ્ય રિતે અધિકાર;
તે કૃત કરી કરાવિને, લેવો લાભ લગાર. ૧
અથવા કૃત કરનારની, કસુર છુપાવા કાજ;

ગુન્હાઇ પાસેથી ગણી, લેવું ખાજ અખાજ. ૨
એતો એક પ્રકારની, બીજો કહુ પ્રકાર;
સાંભળજો શ્રોતા જનો, લાંચ તણો વિસ્તાર. ૩
સ્થાનિક કોઇ સરકારના, કામ ઉપર નીમાઇ;
દરમાયો મળતાં છતાં, કરવી અન્ય કમાઇ. ૪
તે એવી રીતેથિ કે, છે જે કૃતનિ કમાઇ;
તે કૃતના દરકારથી, લાભ બિજો લે ભઇ. ૫
એ છે બિજા પ્રકારનિ, ત્રીજો કહુ પ્રકાર;
પંચ નિમે સરકાર કે, પક્ષકાર નિરધાર. ૬
તે કૃતમાં સામેલ રહિ, જરનો કરવો જોગ:
પોતે પંચ વિશે છતાં, એપણ કહું અયોગ્ય. ૭

ચોપાઇ

લોભ વિશેથી પ્રગટે લાંચ, વાસે કુડ વિનાસે સાચ;
લાલચરિર ઠકરાણી થાય, પછી લાંચિયા પડયા પિલાય. ૧

ઉપજાતી છંદ.

અરે વિચારો અવગુણ ઝાઝા, મહાજનો કેરિ રહે ન માઝા:
અનેક ગુન્હા તણું રૂપ એક, વિદ્વાન જાણે કરિને વિવેક.૨

દોહરો.

ધાત થાય વિશ્વાસની, ઠરે ઠગાઇ રૂપ;
ચાહન ચોરી લાંચ છે, કુડ તણો છે કૂપ. ૨

ભુજંગી છંદ.

અરે સાંભળો સ્નેહિમિત્રો અમારા, રૂડો બોધ આછે હિતાર્થે તમારા;
રૂડાને કમાણી રૂડેરી ગમેછે, લબાડી લુચા લાંચિયા લાંચ લેછે. ૧
છુટી છે કમાણી પરાધીન પોતે, નહીં ના કહે ને કરે જે કહોતે;
ભુલી ભાન ભૂ માંહિ ભોળાભમેછે, લબાડી લુચા લાંચિયા લાંચલેછે.૨
હશે કોઇને હાથ જો ચીજ કાંય, અને અન્યને ચાહના તેનિ થાય૪
લઇ લાંચ લાચારિથી લાવી દેછે, લબાડી લુચા લાંચિયા લાંચલેછે. ૩
ચુકાવી અને મુળ માલેક દ્રષ્ટિ, તથા વાક ચાતુરીથી માંડી વિષ્ટિ;
ભમાવી ભમાવી જીતે આખરેછે, લબાડી લુચા લાંચિયા લાંચલેછે. ૪

પ્રજાનાથ જાણે રહ્યાછે પગારે, ખજાના તણી ખાણ ખુલ્લી વખારે;
નિમ્યા કામના પક્ષકારો ભરેછે, લબાડી લુચ્ચા લાંચિયા લાંચ લેછે. ૫
વળી આપ જાણે અધિકાર બહાર, કરાવે કરે લાંચ લૈ તેજ કાર્યં;
ગુના કેરિ શિક્ષા શિરે ખેંચિ લેછે, લબાડી લુચ્ચા લાંચિયા લાંચ લેછે. ૬
નહીં લાલચુ સ્વાનમાં કાંઈ ન્યુન, કયો કારભારી કયો કારકુન;
ખરે ખાત અન્યાઈને ન્યાય દેછે, લબાડી લુચ્ચા લાંચિયા લાંચ લેછે

### દોહરા

લહે એકની લાંચ પણ, [1]પળે તેહના પાંચ;
ચાંચ જનમની ચીરહે, એક દિ આવે આંચ. ૧
ખિલાય તેમાં ખાંસડો, વધે જુલમનું જોર;
હલાલખોર નિહૈકએ, કહિયે હરામખોર. ૨
જોતું નેટ નિચું પડે, આવે લાંચ ન હાર.
આમ વડો અધિકારિ પણ, આમ પડ્યો લાચાર. ૩
સ્વાન પુંઠમાં પુંછડી, ઘાલિ નમાવે શીશ;
ઢાળિ કાન તજિ ઢંગએ, ગુણ પ્રભુની બક્ષીસ. ૪
અનાદિ એવા જીવ તે, દેખે મનુષ્ય દેહ;
રહે સુલક્ષણ સ્વાનનાં, કાંઈ કારણ *છેહ. ૫

### લાંચિયા વિશે ગરબી.

પાટણનાં પોળાં પાટિયાં, ગાગર ઘુમેરે.—એ રાગ.
તમે લાંચ ન લેશો લાંચિયા, લાજ આજ જાશેરે;
તમે ચોર ગણાશો ચાંચીયા, લાજ આજ જાશેરે
અપકિર્તિ જીલ્લો ઓપશે, લાજ આજ જાશેરે.
કર્તા આ જગનો કોપશે, લાજ આજ જાશેરે. ૧
કહે લાંચ નગર લોકો વદી, લાજ આજ જાશેરે;
વહે સિમાડે તૃષ્ણા નદિ, લાજ આજ જાશેરે. ૨
રોપેલાં વીખનાં બીજછે, લાજ આજ જાશેરે;
રૂડા જનની નહિ રીઝ છે, લાજ આજ જાશેરે. ૩

---

૧ જાય * ઈજત આબરૂ માત્ર તેના કામના પ્રમાણમાં હોય છે પણ સ્વાન લક્ષણ જતાં નથી.

ઝાઝાં ત્યાં ઝેરી ઝાડ છે, લાજ આજ જાશેરે
વડિ આબરૂનો વણસાડ છે, લાજ આજ જાશેરે. ૫
ફળ ફુલને તેનાં પાંદ છે, લાજ આજ જાશેરે;
સઉનાથી કડવો સ્વાદ છે, લાજ આજ જાશેરે. ૬
વડું વિષ હળાહળ છે વસ્યું, લાજ આજ જાશેરે;
પૂરાં તે માંહિ રહે પશુ, લાજ આજ જાશેરે. ૭
લાયક લોકો કહે લાંચિયાં, લાજ આજ જાશેરે;
લાચાર બિચારાં રોઝિયાં, લાજ આજ જાશેરે. ૮
મુખપર જાણું જે મુંછ છે, લાજ આજ જાશેરે;
પણ પશુ બરાબર પુંછછે, લાજ આજ જાશેરે. ૯
પુરી શક્તિ છે પ્રેરણા, લાજ આજ જાશેરે;
ઘાતકિ પશુઓ તે છે ઘણાં, લાજ આજ જાશેરે. ૧૦
તે જનનો કરે શિકાર છે, લાજ આજ જાશેરે;
પણ સ્વભાવ શાંત અપાર છે, લાજ આજ જાશેરે. ૧૧
જો પાળી રાખો પ્રીતથી, લાજ આજ જાશેરે;
૧નિમિષ માયા એને નથી, લાજ આજ જાશેરે. ૧૨
પતિ પોતાનાના પ્રાણ લે, લાજ આજ જાશેરે;
મન મોહન લાજ કહિ મળે, લાજ આજ જાશેરે. ૧૩

## દુખિયા દુરગુણી સત્તાવાળા

### (મલારરાવના રાસડામાંથી.)

### ગરબી.

મને મારીને રથડા ખેડરે, બાળા રાજારે.—એ રાગ
જાજે એવાનું સત્યાનાશરે, સત્તાવાળારે;
જેનો પુરો જુલમ છે પ્રકાશરે, સત્તાવાળારે. ૧
જેણે કાયદા મુક્યા એક કોરરે, સત્તાવાળારે;
જેણે મારી મનાવ્યા ચોરરે, સત્તાવાળારે. ૨
જેને ઉર અધિક અહંકારરે, સત્તાવાળારે;

---

૧ લગાર,

જે જોઈ મોહ્યા પરનારરે, સત્તાવાળારે. ૩
જેણે વટે મારગુ વેડે ઝાલ્યારે, સત્તાવાળારે,
દામ પંઠી ન દોકડા આલ્યારે, સત્તાવાળારે. ૪
કામ ક્રોધને લોભ જેણે કીધારે, સત્તાવાળારે;
રાંક રગડી નિસાસા લીધારે, સત્તાવાળારે. ૫
જેણે દ્વેષને ઇરષા આણીરે, સત્તાવાળારે;
જેણે નીતિની રીત ન પ્રમાણીરે, સત્તાવાળારે. ૬
જેણે લાલચ કરિને લાંચ લીધીરે, સત્તાવાળારે;
ખાઈ નિમક હરામી કીધીરે, સત્તાવાળારે, ૭
જેણે ઉલટા ઇનસાફ આપ્યારે, સત્તાવાળારે;
જેણે મારગ મદાંધ થઇ કાપ્યારે, સત્તાવાળારે, ૮
જેણે દયા તજી બીલકુલરે, સત્તાવાળારે;
તેનું મોહન જજો જડામૂળરે, સત્તાવાળારે. ૯

### દોહરો.

લોભ શિખવે લાંચને, લક્ષ્મી શિખવે લોભ;
એ લક્ષ્મી [1]મહિમા કહ્યો, ન્હોય લોભનો થોભ. ૧

### ચોપાઈ.

એ લક્ષ્મી જે બેઠાં જવા, એનાં કહું કારણ આગવાં;[2]
જેવી હોય થવાની ગતિ, એવી ઇશ્વર આપે મતિ. ૧
કુસંપ, દ્વેષ, ઇરષાદિક મળી, ભાઇસહ એમાં બેઠા ભળી;
જેવો ખેલ રચ્યો જાદવે. હાલ આપણે માંડયો હવે. ૨
કહિએ જે જે આપણ તણું, એતો લાગે અળખામણું;
રાજા મોહનિ ફરી દુવાઈ, કથવા જેવું રહ્યું ન કાંઈ. ૩

### દોહેરો.

જે દેશી કારીગરી, પહેરણ ઓઢણ ચીજ;
કે ભાષા દેશી ભલી, ખરિ થઇ તે પરખીજ. ૧

---

૧ લક્ષ્મી મહિમા અમદાવાદ ડીસ્ટ્રીકટ પલીડર રા. કેશવલાલ મોતીલાલ મારા મિત્ર થાય તેને સં. ૧૯૨૮ માં અર્પણ કર્યો હતો. ૨ આગળથી.

### સોરઠો.

કાં બુઢ્ઢા કાં બાળ, પ્રેમ વધ્યો પરદેશિ પર;
બોલો બુદ્ધિ વિશાળ, દિશે કેમ દેશોન્નતિ. ૧

## મોહરાજાને દેશી રાણી

### સાખી.

*દેશી રાણી રાયની, અતિ પામી અપમાન;
સુખની આશા શી કરે, પછિ તેનાં સંતાનરે ૧

### ત્રિતાળી ચોપાઈ.

મોહ આડે મારગ લાગ્યો ચડવા,
બેઠો પ્રત્યક્ષ પછિ તો બબડવા;
જારે જા દેશી મઇયર તારે,
અલ્પે ખપ નથી તારો અમારે. ૧

કાળી કુબજા તું છું કાળા મોંની,
આશા રાખી બેઠી છું તું કોની;
ટળ વિસ્તાર[1] સહિત તું તારા;
હોય જ્યાં તારૂં હિત ઇચ્છનારા. ૨

ખરે ખાતે થયાં મન ખાટાં,
પુરી થઇ મને આંખના પાટા;
તારી વાણી વિદ્વાન વખોડે,[2]
અધરી ગણી આણે ન [3]મોંડે. ૩

રીત જંગલી તારી કેહે છે,
તને લેખામાં કોણ લહેછે:
તારે પગ પ્હેરવાનાં પગરખાં,
કોર્ટ બ્હાર રખડતાં મેં નિરખ્યાં. ૪

તારો [4]વનરાજ વટલાઈ આવ્યો,
છાપ છપાવી નિજ પર લાવ્યો;

---

* દેશી વસ્તુ. ૧ પેદા થતી વસ્તુઓ. ૨ નિંદે. ૩ મોઢે. ૪ કપાસ.

પલટયો વેષને રૂપ બદલિયું,
ત્યારે માન કહેવાનું મલિયું.
મૂક મિથ્યા ન રાખતી માન,
કયું વખણાય તારૂં સંતાન;
તારા પુત્ર નમાલા ગણાય.
ભલે ભણિ ગણિ વિદ્વાન થાય. ૫
તારી પેદાશ તે તારા જેવી,
ખપે સમ ખાવા નહીં એવી;
નોહે મમતમાં શબ્દ ઉચાર્યો,
દીન દેશીનો ગર્વ ઉતાર્યો. ૬

## દેશી બોલી કે

### ક્યાંનાં તે આવ્યાં બીડલાં—એ રાગ.

ભગાવ્યા તે તો કેના ભમ્યા, મારા પ્યારા પ્રિતમજી;
કેણે ભરમાવિયા કાનરે, મારૂં કહ્યું માનો પ્રિતમજી;
સમજી સંક્ષેપમાં હું શકું, મારા. ગયું તમારૂં છે જ્ઞાનરે;મારૂં ટેક.
અરૂચી ઉપજી મારા ઉપરે, મારા. માને તેથી કેમ મનરે મારૂં..
રાજપુત્રી તજે રાજવી, મારા. લાગે લુંડીથી લગનરે; મારૂં.૧
મારી વાણી પુત્રી વેદની, મારા. અધુરી ગણે અગનાનરે; મારૂ
આપ વખાણ આપે કરે, મારા. નિશ્ચય એજ નાદાનરે; મારૂ.૨
આપને ભાસ્યું એવું હશે, મારા. ખરે હશે હુંમાં ખોડરે; મારૂ ૩
એનો મારી બીજી છે બહું, મારા. જુઓ એમાં કોઇ જોડરે. મા.
ગુજરાતી દક્ષિણી,માળવી, મારા. નોંખી નોંખીનાં ભિન્નનામરે;મા
ભાસે તેને જઈ ભોગવો, મારા. [1]પરઘર ગયાનું શું કામરે; મારૂ
વિસ્તાર વિધ વિધ તેમનો, મારા. ચાહે તે પર કરો ચાહરે મા.
સુધરીયે સુધાર્યાં આપનાં, મારા. ઉરનો જો હોય ઉત્સાહરે મા ૫
ઉત્તમ કામ તો એજછે, મારા. સમજે તેનેતોછે સુખરે મારૂં;

---

૧. ઈંગરેજી આદિપર ઘરની ભાષા જુવાનીયાઓ જ્ઞાતિમાં અથવા રસ્તે જતાં સેહેજે વાપરેછેતે.

પોતાનું તેતો પોતા તણું, મારા. પરનું દીઠાનુંછે દુખરે; માર.
સૈકડો મણ સોનું લંકમાં, મારા. આપણે શું ઊપયોગરે, માર.
તમે અમારા જોગછો. મારા, અમે છિયે તમ જોગરે. માર.૭
દિલગિર થઇ કહયાં દેશિયે, મારા. મર્મવચન મન માનરે; માર
મન મોહન મોહ મમતમાં, મારા. કશું ધર્યું નહીં કાનરે. મા.૮



## દેશાભિમાન વિશે

### ચાબખા.

જેને સ્વદેશિપર નહિ સ્નેહ, તૃણવત હલકો કહિયે તેહ. ટેક.
સારાં એથિ શ્વાન બિચારાં, પોતાનું પિછાને;
પર ફળિયાનું પેખી તેને, નસાડશે નિદાને જેને. ૧
વાંકો ચુંકો વાળ ખરો પણ, નિજ મુંછનો જાણી.
જે ઉંચો ન ચડાવી જાણે, જનિતા વ્યર્થ વિયાણી. જેને.૨
મારૂં કહિ મન મમત ન રાખે, મરદ નહીં નહિ મેરી;
પાવૈયા પાવૈયો દેખી, થાય ખુશી ચો ફેરી; જેને. ૩
અહાર નિંદ્ર મૈથુન સકળને, ભલાં દિધાં ભગવાને;
જાણે ફળ આ જ્ઞાન કેરૂં. દિલ દેશાભિમાને. જેને. ૪
યુરોપીયનમાં આજ વસ્યુંછે, અનેક સ્થળથી આવી.
મન મોહન દેશાભિમાને, બેઠા જુઓ જમાવી. જેને. ૫

૨

દિલમાં દેશ તણી નહિદાઝ, તેથી કયો મુર્ખ શિરતાજ ટેક.
અરરર કરી જે થાય ન ઉભો, દેશનો શુણી પોકાર;
એળે ભવ તો ગયો એહનો, ભૂમાં કીધો ભાર; દિલ. ૧
કાન નિચે જે કાઢી નાંખે, દેશી તણો અવાજ;
યોગ્ય અયોગ્ય ન જુએ તેનું તો, કદી ન સુધરે કાજ. દિલ
એ દેશીનો મન ઉતારો, અધિક થયો આ વાર;
મન મોહન છે મશ્કરી જેવા, આ માંડયા આચાર દિલ. ૩

૩

શું ! શું ! છો દેશી ઘર દુર, નહિ નહિ લાવો મારિ હજુર ટેક.
કોને જોઇએ છિયે કહો એ, અહીં ગમે છે કોને;
હોય વિલાયતી તો લઇ આવો, લાખ ભલે વસુ હયોને; શુંશુ
વણકર અહીંના વણી ન જાણે, નહિ કારીગર તેવા.
જુઓ સાફ સુફ વિલાયતી આ, કહિયે ખાસા કેવા. શું ! ૨
પેરણુ ઓઢણુ વિલાયતી ને, ખાન પાન પણ તેનાં
વખાણ કરિ કરિ જાય વાપરતા, કોણુ વિચારે કેનાં. શું !!
એટલેથી અટકેતો સારૂં, પણ તો આગળ આવ્યા;
ગાયો, [1]ઘોડા, અને કુતરાં, ઘરમાં વિલાતિ લાવ્યાં. શું ! શું ! ૪
દેશી નારી કાંઇ ન સમજે, લાયક લાવ્યા લેડી;
અરે ગયા ક્યાં યવન બિચારા, જાય દેશિને તેડી; શું ! શું ! ૫
બાજીગર જો વિલાતિ આવે, લાખ વશુ લઇ જાય;
દેશી દોર પરે રહિ નાચે, પેટ ન પુરૂં ભરાય; શું ! શું ! ૬
લૂખી દેશી વાણી લેખે, કહે જણાય ન જુસ્સો;
આપ તણા અજ્ઞાનનો કાઢે, સ્વભાષા પર ઘુસ્સો; શું ! શું ! ૭
અગણિત આવે યુરોપિયણ પણ, મઢમ મોજિલી સાથે;
છિટ છિટ કહિ સાડા દે ફેંકી, પાઘ ન પ્હેરે માથે[2]; શું ! શું ! ૮
મન મોહન આ જુઓ ભવાડા, રાંક દેશિનારે ! રે !
દયા આણિને એક વારતો, દેશી વદો અરેરે! શું ! શું ! ૯

### દોહરો.

આવા સમય વચે ઉઠયો, ભડ ગાજી કચ્છ ભૂપ;
દાઝ ધરી ઉર દેશિની, સ્થિતિ થાવા સુખ રૂપ ૧

---

૧ એક રાજા ખાસ ઘોડા લેવા વિલાયત જવાનો હતો તેનો સરકારે અટકાવ્યાનું ન્યુસમાં છપાયું હતું.

૨ વાહ! જુઓ એઓનું દેશાભિમાન.

## કવિત.

પરણુતાં[૨] પ્રદર્શન પ્રૌઢું એક પોતે ભર્યું;
કારીગર તણી સુધારવાને કારીગરી;
પછી પણ પદરનો પૈશો ખર્ચી પ્હેલ કરી,
ઓલાદ સુધારવાને [૩]અશ્વની ઈચ્છા ધરી;
પ્રતિ વર્ષે પ્રદર્શન ખુલવા ઠરાવ કર્યો;
ગાયો, ગોડા, ગોધા, ઉંટ મેંઢાં અને બકરી;
રાજા અધિરાજ રૂડા ખુદાવતંત એંગારજી,
સ્વદેશ સુધારણ છે બુદ્ધિ ખુબ વાપરી. ૧

## ચોપાઈ

સંપિ એમ જો મંડે સહુ, સુધરે ટુંકિ મુદતમાં બહુ;
સ્વદેશ ઉન્નતિ સઘ જણાય, છતના તો દરિયા છલકાય. ૧

## દોહરો

ઉલટી પણ એથી જુઓ, દુનિયાં ચાલી જાય;
દેખી સજ્જનને દિલે, અતિ અકળામણ થાય. ૧

## ચોપાઇ

અરે રહી ન દયાની વાત, અધમ થયા ઉંચા સાક્ષાત;
બહુ જન બનિયાં બેઈમાન +માસિક મિત્ર કથન ધર કાન. ૧
વિશ્વ વિશે પ્રગટયો વ્યભિચ્ચાર, જન જુવતીથી ખેલે જાર;
સજ્જનનાં તે તો સંતાન, માસિક મિત્ર કથન ધર કાન. ૨
ખુબ મળે નહિ જુઠજ તણી, ચોરી ચાડી ચોગમ ભણી,
ન ગણે તેથિ જરા નુકશાન, માસિક મિત્ર કથન ધર કાન. ૩
પક્ષે ચોરી પક્ષે ન્યાય, પક્ષ વિનાનો પાછો જાય;
એવી ન્યાય સભા નાદાન, માસિક મિત્ર કથન ધર કાન. ૪
નિર્દય થઇ ગઇ માણસ જાત, ઘડે ઘડિકમાં જીવની ઘાત;
માનવ જાત થઈ મસ્તાન, માસિક મિત્ર કથન ધર કાન. ૫

---

૨ સંવત ૧૯૪૦ માં ૩ વાલી ઘોડા રાખીને.
+ એ નામનુ ચોપાનીયું છે.

પિઉ પ્યારીની ઘાતજ કરે, પ્યારી પિઉની ઘાતક ઠરે;
પરથી કરે પ્રીતિ રસ પાન, માસિક મિત્ર કથન ધર કાન. ૬
પ્રસુ કરે સંતતિનો નાશ, સંતતિ પ્રસુનો કરે વિનાશ;
સગી સ્વારથની સારિ જહાન, માસિક મિત્ર કથન ધર કાન. ૭
સંપ ગયો દુનિયાંથી દૂર, કુસંપનું ચાલ્યું છે પૂર;
દહાડા આવે છે દુખ દાન, માસિક મિત્ર કથન ધર કાન. ૮
સદગુણ સ્વર્ગ વિષે સંચર્યો, દુર્ગુણ અહીંયાં આવી કર્યો;
ગુપ્ત થયાં ગોવિંદ ગુણ ગાન, માસિક મિત્ર કથન ધર કાન. ૯
ભક્ત ગયા ભૂધરની પાસ, ઢોંગી જનોએ કીધો વાસ;
ગુરૂ થઇ અવળું આપે જ્ઞાન, માસિક મિત્ર કથન ધર કાન ૧૦
જનની નજરે ધારે જોગ, માણે મન માન્યા વૈભોગ;
જન તેનાં માગે વરદાન, માસિક મિત્ર કથન ધર કાન. ૧૧
ગર્ભપાતની ગણુતી નહીં, પુનર વિવાની બંધી રહી;
ગણવો કોને કહો ગુણવાન, માસિક મિત્ર કથન ધર કાન. ૧૨
ઉપવિતથી[1] બ્રાહ્મણ ઓળખાય, મોટાં અપલક્ષણ તે માંય;
જરા મળે નહીં બ્રહ્મજ્ઞાન, માસિક મિત્ર કથન ધર કાન. ૧૩
જુઠો જન તે જીતી જાય, સાચો માર ઘણેરો ખાય;
ફોગટનાં પ્રગટયાં તોફાન, માસિક મિત્ર કથન ધર કાન. ૧૪
જ્ઞાની જનને ગાંડો કહે, લુચ્ચાને લાખેણો લહે;
મોહન આલમ થઇ અજ્ઞાન, માસિક મિત્ર કથન ધર કાન. ૧૫

### દોહરો.

એમ કરી પરસ્પર લડી ખાલી થાય ખુવાર;
જાય જેહ દરબારમાં, તેહ ખુએ ઘરબાર. ૧

### ચોપાઈ

અરે કશો આપુ ઉપદેશ, લહે ન મારા દેશી લેશ;
તોપણ આમ કરૂ ઉચ્ચાર, જઇ દરબાર ખુએ ઘરબાર. ૧
ભોળા મારા દેશી ભાઇ, ઘાસે લોકો માંહિ લડાઈ;
ખાલી પોતે થાય ખુવાર, જઇ દરબાર ખુએ ઘરબાર. ૨

---

૧ જનોઈ.

સંપ વિશે ન ગણે સંતોષ, દે પછિથી ઇશ્વરને દોષ;
સુખથી ચલવે નહિ સંસાર, જઇ દરબાર ખુએ ઘરબાર. ૩
ગણે ન સાચી કોઇ સગાઇ, સહુ જાણુ છઈએ દેશીભાઇ;
કરે અહોનિશ સઊ કુવિચાર, જઇ દરબાર ખુએ ઘરબાર ૪
દેશી પામે જો સનમાન, અતિ બીજા માને અપમાન;
ખચીત માંડે મોટો ખાર, જઈ દરબાર ખુએ ઘરબાર. ૫
ભલું ન ઈચ્છે ભ્રાતા તણું, ને ઉન્મતપણું રાખે ઘણું;
કરે ગમે તે પછિ કરતાર, જઇ દરબાર ખુએ ઘરબાર. ૬
જગત જનેતા ઈશ્વર બાપ, એમ વિચાર કરે નહી આપ;
તેનો આ સઘળો વિસ્તાર. જઇ દરબાર ખુએ ઘરબાર. ૭
માનવિ જાત મહાદુખમાંય, દેખી દેશી દિલ હરખાય;
કરે ન તેની કશિ દરકાર, જઇ દરબાર ખુએ ઘરબાર. ૮
પરસ્પર આપ વધારે વેર, દંડ ભરે રાજાને ઘેર;
સારૂં જર પામે સરકાર, જઇ દરબાર ખુએ ઘરબાર ૯
વકિલને વિવાપ્રતિરોજ, ખાય પિએને માણે મોજ,
જો જગમાં જાગે તકરાર. જઇ દરબાર ખુએ ઘરબાર ૧૦
જાણે નહિ જે હુંછું જંન, પશુ, પક્ષીએ વેઠયું વન;
જો તકરાર કરૂ ૧ળવાર, જઇ દરબાર ખુએ ઘરબાર. ૧૧
તો તેમાંને મારા માંય, કશો તફાવત કયમ કહેવાય;
મોહન એમ કરે ન વિચાર, જઇ દરબાર ખુએ ઘરબાર. ૧૨

## સ્વદેશની સ્થિતિ વિશે દિલગીરી.

### પદ. ૧

વાંસલડી વાગીને હું તો જાગી. એ રાગ.

અરેરે, બહુ દિલ મારૂં બળે છે, જેમ કાચની ભઠ્ઠી જળેછે;
અરેરે. ટેક.
પ્રભુ શું આતે કરેછે ને કરશે, સમયનો ફરતો આવ્યોછેને ફરશે;
હાંરે આવો મછવો શે આરે ઉતરશે, અરેરે. ૧
દયાએ દુનિયાં થકી તન ત્યાગ્યું, ભલાનો ભારને ભલપણ ભાગ્યું;

હાંરે કયા જન્મનું આ પાપ જાગ્યું, અરેરે. ૨
પતિનું માનનિ મસ્તક છેદે, પ્રિયાનું કાળજું ભર્ત્તાર ભેદે;
હાંરે પરહાથ થકી પ્રીતિ લેદે; અરેરે. ૩
કુસંપે સંપનું કાંડુ સહાઈ, નસાડયો ઝાઝી કરી જબરાઇ;
હાંરે ગયો પૃથ્વિ વિશે પસરાઇ, અરેરે. ૪
ગુરૂઓ ધર્મની હદ તજિ ચાલે, પ્રજામાં અઘટિત ઉપદેશ આલે;
હાંરે મનમાં આવે એ રીતે મહાલે; અરેરે. ૫
સભાઓ પંચનું નામ ધરાવે, બિચારા દીનને દિલમાં ડરાવે
હાંરે ધનવાનની વગ ત્યાં ચલાવે, અરેરે. ૬
કહુછું સંસારી જન સહુ સારૂં, ગમેતો સારૂં ગણો કે નઠારૂં;
હાંરે કહે મોહન દિલ બળે મારૂં, અરેરે. ૭

### પ્રસ્તાવિક દોહરા.

લક્ષ્મી તોડે સંપને, લક્ષ્મી જોડે સંપ;
બહુધા લોભી એસવા, જરા ન પામે જંપ. ૧
કોક દિવસ વિદ્યા વધે, લક્ષ્મિ વધે દિન કોક.
રહે સમાંતર કોક દિન, સમજુ ધરે ન શોક. ૨



# બાળોપયોગી વિશય.

# ભૂગોળ અંગ.

## એશિયા ખંડ.

### સીમા વર્ણન કવિત.

ઉત્તર મહાસાગર બરોબર ઉત્તરમાં,
પુર્વે પાસીફીક મહાસાગર પ્રમાણીયે;
પશ્ચિમે યુરલ નદિ ક્યાસ્પિયન સમુદ્રને,
કાળો, મારમોરાનો સમુદ્ર ઉર આણિયે;
આરકીપેલેગો. લાલ, ભુમધ્ય સમુદ્ર તથા;

સ્વેજની સંયોગી ભુમિ જરૂર છે જાણિયે;
દક્ષિણમાં હિંદી મહાસાગર નામે સમુદ્ર,
એશિયા છે ખંડ એમ જાણુ એ એંધાણિએ. ૧

**દેશ સંજ્ઞા કથન દોહરા.**

ઈરાન, હિંદુસ્તાનને, સિયામ, અબસ્તાન;
બ્રહ્મ, ચીન, જાપાનને, રૂશિયા, તુર્કસ્તાન. ૧
તિબેટને તાતાર વળિ, છે અફગાનીસ્તાન;
જંબુ દ્વિપ વિશે સરસ, બાર દેશ તું માન. ૨

**સમુદ્ર કથન કવિત.**

અબસ્તાન, આફ્રિકાની મધ્યમાં સમુદ્ર લાલ;
અર્બી અબસ્તાન હિંદુસ્તાન મધ્ય જાણિયે,
ચીનની દક્ષિણમાં તે ચિનાઈ સમુદ્ર અને.
પીળો ચીન કોરિયાની મધ્યમાં પ્રમાણિયે;
ચિનાઇ તાર્તરી તથા જાપાની બેટાની મધ્ય;
જાપાની સમુદ્ર એમ અંતરમાં આણિયે;
ક્યામ્સ્કાટકાને સઇબીરીયા એ બેની મધ્ય,
ઓકોટસ્કનો સમૂદ્ર વીરલા વખાણિયે. ૧

**દોહરો.**

નવિ દુનિયાં ને વળિ કહું, ક્યામ્સ્કાટકા મધ્ય;
ક્યામ્સ્કાટકા નિધિ કહું, આવ્યો ત્યાં અનહદ. ૧

**અફગાનિસ્તાન.**

અફગાન લોકનો મુલુક અફગાનિસ્તાન,
કહું ભણનાર ભલો જાણી યાદ કરજે;
કંદહાર, કાબુલને ગીજની એ મુખ્ય ગામ,
બલુચીસતાન નામે પ્રાંત મોટા ધરજે;
મુખ્ય શૈલ્ય[1] હિંદુકુશ લાંબો છે સાતશેં કોશ;

૧ પર્વત.

વેપારની મુખ્ય ચીજ અશ્વ એ ઉચરજે;
અર્બસ્તાન, ઇરાનને સોરઠ વિશે સરસ,
નીપજે છે અશ્વ એવું કદી ન વિસરજે. ૧

**ઈરાન તથા અર્બસ્તાન.**

ઇસ્ફાહાન મુખ્ય અને ત્હેરાન, સિરાઝમહીં,
દારૂ સારો થાય એવું ભલી વિધિ ભણશો;
અખાત છે ઇરાની, ઇરાન અર્બસ્તાન મધ્ય,
જેમાં કીસ્મ ઓર્મેઝ છે ટાપૂ તે બે ગણશો;
મોતી પાકે કીસ્મ મહીં ગાલીચા, પીવાનો દારૂ,
સમશેર[1] શ્વાન, અશ્વ વેપારની જણશો;
અર્બસ્તાન માંહિ મુખ્ય ગામ અને મહમદની,
જન્મભૂમિ મક્કા એવું જીભથી વરણશો. ૧
મદીના એ મર્ણ ભુમી મહમદ તણી અને,
મસ્કત બંદર અગ્નિ કોણ માંહિ ભ્રાત છે;
અખાત છે અરબી એ પશ્ચિમ અર્બસ્તાનની,
બુનની પાકને માટે મોખા એ પ્રખ્યાત છે;
બાબલ માંદીબની સામુદ્રધુનીને બે બાજુ,
હિંદી મહાસાગરને અરબી અખાત છે,
ભુશિર રાસલ હદ પૂર્વ અર્બસ્તાન તણી,
બારીન બેટોની માંહિ મોતિની વિસાત છે. ૨

**દોહરો.**

ગુંદર ઝાઝી જાતના, ઘોડા, બુન, હમેશ;
એ જણશો વેપારની, નિપજે ત્યાંજ વિશેષ. ૧

**એશિયા મૈનર કવિત.**

એશિયા મૈનર એમાં મુખ્ય શ્હેર સ્મીરનાને,
જેરૂસલમ, અલેપ્પો સિરિયામાં ભાઇ છે;
તેબ્રીઝ ને યુફ્રેતીઝ મધ્ય અલજીરીયા છે;
કાકેસસ તૌરસની દેશમાં વડાઇ છે;

---

૧ તરવાર.

યુફ્રેતીઝ, તૈગ્રીઝ એ તૌરસમાંથી નીકળી,
એકથૈ ઈરાનના અખાતમાં સમાઇ છે;
કુર્દીસ્તાન માંહિ બ્યાન ગામ પાસે બ્યાન[૨] અને,
મચ્છ વૃક્ષવતું મૃત્યુ [૨]તુર્કસ્તાન માંહિ છે.

**દોહરો.**

ખારા જળ લીધે ખલક, નિધિનુ દેછે નામ;
અંગોરા અજની વળી, કામળિ બને *અનામ. ૧

**ટિબેટ—દોહરો.**

તે પછી દેશ ટિબેટ છે, જ્યાંછે ગિરિ કૈલાસ;
નદી બ્રહ્મપુત્ર તહી, સાંપુ નામ પ્રકાશ. ૧

**સૈબીરીયા—દોહરો.**

સઇબિરિયા રૂશિયા તણું, વળતી નામ વિચાર. ૧
સગેલિયન ટાપુ અહિં, મુખ્ય ભણો ભણનાર;

**જાપાન દોહરો.**

વિદ્યાને હુન્નર મહીં, ત્યાંના જન હુંશિયાર;
કનક; તામ્ર, રૂપુ તહાં, નિકળે અપરંપાર. ૧

**ચીન—કવિત.**

યાંગ્સીક્યાંગ ગંગપર પેકીન એ મુખ્ય ગામ,
કંતાન બંદર આંખા ચીનમાં પંકાય છે;
યાંગ્સીક્યાંગ, હોઆંગહો પીળા નિધિને મળે છે;
સામુદ્રધુની તો ફોરમોસાની લખાય છે;
ચીન ફોરમોસા મધ્ય આવિયા મકાઉ લુચુ,
ફોરમોસા, હેનાન એ બેટમાં ભણાય છે;
ચા, ખાંડ, રેશમી, સુતરૂ કાપડ, મખમલ,
માટી પાત્ર, સાટીન એ દેશે પેદા થાય છે. ૧

**હિંદુસ્તાન-દોહરા.**

વર્ણન હિંદુસ્તાનનું, વર્ણવતાં દિન જાય;
માટે કહું મોહન કહે, સંક્ષેપે અહિંયાંય. ૧
ઉત્તર મધ્યે દક્ષિણે, ભાગ ભત્તના ભાઇ;

૨ એ નામનાં સરોવરો છે. * સારી.

રાજધાનિ આ દેશની, કલકત્તા સુખદાઇ. ૨
કૃષ્ણા, મહા, ગોદાવરી, બ્રહ્મ પુત્રાને ગંગ;
એ બંગાળ અખાતનો, જઈ કરેછે સંગ. ૩
ચંબલ, જમનાં, ગોગરા, શોણ, હુગલી ભાઇ;
ગંગાને એ જઈ મળી, એમાં નથી નવાઇ. ૪
સિંધુ, અર્બિ સમુદ્રને, ચિનાબ, સતલજ ગંગ;
ઝલમ, બિયા, રવિ, સિંધુનો જઇ કરેછે સંગ. ૫
મહિ, નર્મદા, તાપિ એં, જઇ પ્હોંચી ખંભાત;
અખાત ત્યાંનાને મળી, વ્હેમ નથી કંઇ ભ્રાત. ૬
આખો રચેલ એશિયા, પણ લીધા કંઇ દેશ;
દીધા કંઈ મુકી તદન, વધે ન ગ્રંથ વિશેષ. ૭
રીઝે બાળ નિશાળના, વખત વિલાસે જાય;
"વ્યર્થ વાંચવું" નવ વદે, રાજિ જોઇ જન થાય. ૮
એવા મુજ અભિપ્રાયથી, હવે કાંક ઇતિહાસ;
અહીં અસલના અધિશનો, પ્રેમે કરૂં પ્રકાશ. ૯



## ઈતિહાસ અંગ

### વંશાવળી છપયછંદ.

### સોળંકી.

મૂળ પુરૂષ મુળરાજ, બુદ્ધિ શાળીને ડાહ્યો;
ત્યાર પછી ચામુંડ, તેહનો તનુજ ગણાયો;
તેનો દુર્લભ સેન, નીતિવાળો ને શાણો;
ત્યાર પછી નૃપ કરણ, જંગલી પાળક જાણો;
સિધરાજ કહું સુત તેહનો, કુમારપાળ તે નૃપ તણો;
અજયપાલ, મુળરાજ શિશુ,[1] ભીમદેવ વળતી ભણો. ૧

### ચાવડા વંશ.

જયશિખરી મ્હારાજ, ગાદી ગુર્જરની ઉપર

---

૧ બાળ મુળરાજ

વળતિ થયો વનરાજ, સત્યવાદી શૂરો નર;
યોગરાજ તે પછી, યોગ્ય ગાદીને ગણિયે;
ખેમરાજને ખચિત, ભાવ આણિને ભણિએ
પૃથુરાજ અને નૃપ વિજ્યાસિંહ, રત્નાદિત. સામત થયો;
એ ક્રમ ચાવડ વંશનો, ગાદી ઊપર થઈ ગયો. ૧

**મરાઠા વંશ.**

કહું મરાઠા રાય, શિવાજીને શંભાજી;
વળતી રાજારામ, પછીથી થયો શિવાજી;
ત્યાર પછી નૃપ શાહુ, રામ રાજા તે કેડે,
ત્રિજો સાહુ મહારાજ, પ્રતાપ સિંહ તેને છેડે;
તે કેડે પ્રગટયો શાહજી, પછિ છેડો આવી રહ્યો;
મોહન કહે મેં એ રીતથી, વંશ મરેઠાનો કહ્યો. ૧

—❧—

## યુરોપના સાત રૂશીઓ

**દોહરો**

સોલન, થેલ્સ, પિટેક્ષને, બાયસ, ચિલો પ્રમાણ;
ક્લિયા બ્યુલસને માઈસન, સાતે હતા સુજાણ. ૧

## વરતમાન કાળને લગતા વિશય

આપણાં કૃપાળું દેવી વિકટોરિઆના મુકુંટનું વર્ણન.

**છપય છંદ.**

ફરતા હીરા વીશ, દર હજાર પંદરમાં;
એદર બબે હજાર, તણા તે વચલા ઘરમાં;
તે ઘરની ખુણુમાં, સહસ્ત્ર ચોપનના ચોપન;
ક્રોસ ચાર શત એક, ૧લક્ષને વીશ સહસ્ત્ર ધન,
તે ક્રોસનિ ટોચે ચાર છે, દર ચાલીશ હજારના;
મનમોહન બાર જડાવમાં, એક લાખ સુમારના. ૧

---

૧ એક લાખ વીશ હજાર.

ઝીણા તેનિ નજીક, પુરાછે પુરાણુ[1] પેખ્યા;
દર હજાર વીશનો, લખીને કરજો લેખાં;
મોતી હીરા મળી, સહસ્ત્ર દશનાં તે કહિયે,
એકસો એકતાલીસ, સહસ્ત્ર [2]શરનાં તે લહિએ;
છે છત્રીશ હીરા ક્રોસના, કીંમત ત્રણ હજારના;
ઝીનારી કુંડાળાં વિસે, મોતી એજ પ્રકારનાં. ૨

દોહરો.

ફક્ત જવાહિરની કહી, કીંમત ધાતુ શિવાય;
મુગટ અચળ મસ્તક રહો, અહો વિકટોરિયા માય.

—

## પરચુરણ વિશયો.

દોહરા.

એ. બી. સી. ડી. ઇ. એફ. જી, એચ. આઈ. જે. જાણ;
કે. એલ ને એમ પછિ, એન. ઓ પિ. કયુ. આણ. ૧
આર. એસ. ટી. યુ. વી. ને, ડબલ્યુ. વળતી એક્ષ;
વાઇ. જેડ. મુળાક્ષરો, ઇંગ્રેજી આ પેખ. ૨

## કાગળ લખવાની રીત.

સોરઠો.

ખુદાવંદ નૃપતાઈ, મુરબ્બિ સાહિબ મહતજન;
ન્હાના પ્યારા ભાઇ, પરમસ્નેહિ જે જોડિયા. ૧

કવિત.

કેટલામો કાગળ આ ડાબે ખુણે દાખવો તે,
જમણી પા[3] કયાંથી શી તારીખ માસ સન તે;
તેની નિચે ઉપમા અટક[4] નામ જેને લખો,
તેનું તેના તાતનુંને તે નિચે વતન તે;
તેની નિચે ડાબી બાજુ વિશેષ વિનંતિ કિંવા;

---

૧ અઢાર. ૨ પાંચ. ૩. કોર. પાસુ. ૪. અવટંક.

લખ ઉપમાને પત્રનું આવા ગમન તે;
પૃથક પૃથક પાડી પછી તું વિષય લખ,
આખ.દાંની પુછી લખ તારા લખીતંગ તે. ૨

### દોહરા.

કામ કાજ ફરમાવશો, મગાવશો મન ચહાય;
અધિક કૃપા નિત રાખશો, લખશો પત્ર સદાય. ૩
એવિ આશછે એ અરજ, આપનો સેવક મિત્ર;
મન મોહન ઈત્યાદિ લખિ; લખ લખીતંગ પવિત્ર.૪

## શિરનામ—સવૈયો બત્રીશો.

એક ખુણે ભરિ અંક મધ્યે લખ બાબત ને પછિ ભેદ બતાવો.
જેને લખ તેનું ને તેના તાત તણું પછિ નામ લખાવો;
અટક ઉપમા આદિ લખી પછી ઠામ ગામ ને પ્રાંત ઠરાવો;
તુજ નિજ તાતનો લખિ આદ્યાક્ષર તારિખ સ્થળ શિરનામ બતાવો.૧

### દોહરા.

શાહ, શેઠ કે પરિખ વળિ, વડિલ, ભાઇ, ઈત્યાદિ;
સંબંધ જેવો તાહરો, લખ તેવો કરિ યાદિ. ૧
ચિરંજીવ ગુણુ એ.શિગણુ, અનુચર આજ્ઞાન્કિત.
નમ્ર વચન જયમ જયગ લખે, વાધે પુરણુ પ્રીત. ૨
રાવબહાદુર, રાજશ્રી રૂડો રાવ સાહેબ;
નામ પહેલ ખેતાબ લખ, અંત્ય હોદ્દે નહિ એબ. ૩

## જોતીશને લગતી બાબતો.

### સંક્રાંતિ, લગ્ન અથવા બાર રાશી—દોહરો.

મેષ અને વૃષ, મિથુન વળિ, કર્ક, સીંહ, કન્યાય;
તુળા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મિન કેહેવાય. ૧

## તે લગન ઘડી પળ ભોગવેછે તે

### હરિગીત છંદ.

ત્રણુ ઘડિ અડતાળિશ પળ ઘડિ ચતુર પળ ઓગણીશ છે;
ઘડિ પાંચને પળ ખટ પછી ઘડિ પાંચ પળ ચાલિશ છે.

ઘડિપાંચ ઓગણચાળિપળ, ઘડિપાંચ પળ, અઠ્ઠાવિયે;
ખટ આદિથી ગણિ અનુક્રમે, ખટ અંત્યથી ઉથલાવિયે.૧

**દોહરા.**

ચાલતિ જે સંક્રાંતિના, જાય જેટલા રોજ;
અંશ એટલા સૂર્યના, બાદ કરો કરિ ખોજ. ૧
અંશ ત્રીશ શંક્રાતિના, એતો રાખો યાદ;
સૂર્યોદયના લગ્નની, તેટલિ પાંતી બાદ. ૨
પછિ અનુક્રમથી એ રિતે, લગ્ન ગણી ભર અંક;
ગ્રહ ચડાવ પંચાંગ જોઇ, કુંડળિ થશે નિશંક. ૩
ઉદ્વેગાંમૃત રોગને, લાભ શુભ, ચળ, કાળ;
રવિ, શશિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિશ્ચરવાર. ૪
ચોગડિયાં એ ઉદયનાં, વાર વ.ર અનુક્રમ;
દિવસે આદિથિ સાતમું, નિશિયે છઠ્ઠું નિયંમ. ૫

**ચોપાયા છંદ.**

આદિથી સાતમું એ બીજું, ત્રીજું સાતમું તે છે;
ચોથું પાંચમું એક દિવસમાં, એમ સાત વીતે છે;
અસ્ત વખત ઉદયાત સમયનું, વરતે ફરિ વિદ્વાન;
એ રિત છઠ્ઠું એક બિજા પછિ, સાતી રાતનાં[૨] જાણ. ૧

**અથ રાશિ કુંડલી.**

**કુંડલી.**




૧ મીનથી ત્રણ ઘડી અડતાળી પળ એમ ગણવી.
૨ એક રાતમાં. ૩ આ આંકડા ખંડનો અનુક્રમ છે.

# प्रकरण ९ मुं

## લક્ષમી મહીમા.*

### દોહરા

પ્રથમ નમું પરમાત્મને, આદિ નિરંજન જેહ;
લાયક મહિમા લક્ષ્મીનો, ઉચરૂં પ્રસંગ એહ. ૧
જે છે જીવન જગતની, સુખ દુખની દાતાર;
પ્રત્યક્ષ દીસે પેખતાં, સ્વર્ગ નર્ક આધાર. ૨
સેવક જેનો સંપ છે, સાગર પિતા પવિત્ર;
વળિ જેના પતિ વિષ્ણુ છે, વિધા વીરિ[1] વિચિત્ર. ૩
તેનું ચરચુ ચરિત હું, શુણો ધરી સઉ સ્નેહ;
જેના ઘરમાં લક્ષ્મિ નહિ, દારૂણુ દુખિયો તેહ. ૪
અન્ન વસ્ત્રની આપદા, ખાવાની પણ ખોટ;
કરગરતો કંગાળ થઇ, ઘર ઘર ભીખે લોટ. ૫
કોઇ દયાથી દાખવે, આવ્યો છે કંગાળ;
મુઓ પિટયો કરિ કોઈતો, મુખથી ભાંડે ગાળ. ૬
કોઇ અધિક ધુસ્સે થઇ, મારે અમથો[2] માર;
કરે ઘરે પ્રસુ પુત્ર ને, તારૂણી તકરાર. ૭
ગરીબ સઉકો મુખ કહે, જરા ન ઝીલે ભાર;
ગાંડો સઉ એને ગણે, હોય ભલે હુંશિયાર. ૮
નિર્ધન ભરિ સભા વિશે, શકેન બોલી બોલ;
બોલેતો ઘડિ એકમાં, થાય તરણને તોલ. ૯

### ચોપાઇ.

નિર્ધન તેહ મજુરી કરે, ધનવંતો તે સુખમાં ફરે;
પદ્મણિ પ્રમદા [3]ધનિને [4]ધેહ, નિર્ધનને શંખણિથી સ્નેહ.૧

---

* એક પણ પ્રત ન હોવાથી જે યાદ હતું તેમાંથી દોહન કરી દાખલ કર્યું છે. ૧. બેન. ૨ વગર વાંકે. ૩ ધનવાન. ૪ ઘર.

ધનિને રહેવા મેડી માળ, રખડે નિર્ધનિયાના બાળ;
તામ્રપાત્ર નિર્મળ જળ ભરી, ચાકર મૂકે ચોખુ કરી. ૨
મર્દન કરિ ધનવંતો ન્હાય, નિર્ધનને મન અચરજ થાય;
ધનિ હીંચે હિંડોળા ખાટ, નિર્ધનને અનના ઉચાટ. ૩
ધનિને ચઢવા ચારૂ બગી, સુંદર સિગ્રામો આઉગી;
માગણુ નિર્ધન તેને મળે, સેવક મારી અળગા કરે. ૪
પલંગ ધનિને પોઢણુ માંય, પ્રેમે કઇક તળાંસે પાય;
ધનિનાં સગાં થશેજ અનેક, નિર્ધનિયાનું થશે ન એક. ૫

## સોરઠો.

લક્ષ્મીથી લલચાય, સાચા શત્રુ સહજમાં;
લળિ લળિ લાગે પાય, લક્ષ્મી મોહની રૂપ છે. ૧

## ચોપાઈ.

જન ધન વિણુ ઘેલું થઇ ફરે, ગાંડું ગાડું સઉકો કરે;
કામનિ પણ છાંડે નહિ ક્લેશ, માત પિતા મન રૂચે ન લેશ. ૧
ભગિની ભ્રાતા નિશ દિન લડે. જો બોલેનો ટિંપવા તડે;
સર્વ કહે એ રળતો નથી, માંચો મુકી મરતો નથી. ૨
શું ખાવાં એનાં હાડકાં, શાં સુખ મળિયે એનાં થકાં;
વૃદ્ધ પ્રસુ બોલે મુખ વેણુ, દિલમાં તે લાગે દુખ દેણુ. ૩
જરા[1] થકી વીંટાયાં અમે, જશું હવે ખાશો શું તમે;
જો મુરખા ઉઘાડી આંખ, તને દેખિને થઇએ ખાખ. ૪
જા નકટા નીકલ ઘર બહાર, અહિંયાં તારો નથિ અધિકાર;
નહિ દઇએ વાસણુ કે ધાન, અહીં નહી દઈએ જળ પાન. ૫
અમે સગાં નથિ તારાં સ્વલ્પ, અમ આશા રાખિશ નહિ અલ્પ
કહે કશો તારો ઉપયોગ, તારા અને અમારા ભોગ. ૬
પ્રસુ તણો એવો પરિતાપ, સાંભળતાં ઉપજે સંતાપ;
ભગિની ભાખે જે મુખ બોલ, સાંભળતાં તેનો શું તોલ. ૭
જો હોયે પીયર પીંપળો, તો તેની આશાતો બળો;

---

૧ ઘડપણુ,

પિંપળો ઉગ્યો ભાઇ છતાં, જે પામું નહિં લુગડાં લત્તાં. ૮
સાસરિમાં મેણાં દે સર્વ, બીજી વહુઓ રાખે ગર્વ;
કરડાકીમાં કાઢે વેણ, દિલમાં તે લાગે દુખ દેણ. ૯
સઉ મુજ બંધુ કહે આવશે, લુગડાં લતાં નવાં લાવશે;
શુણતાં મુજને ઉપજે ઝાળ, એવું મૈયર ઈશ્વર બાળ. ૧૦

## દોહરો.

દીન થઇ દુર્બલ વદે, ધરણી ધુસ્સે કેમ;
સૂતો સીંહ જગાડીયો, અબળા બાઝે એમ. ૧
પિટયા આંધળો શું થયો, શું વાળું તુજ મુખ;
પીટયા તુજને પરણીને, અતિશય સહ્યું અસુખ. ૨
સાદી ચુડી સિસવની, હમેશ મારે હાથ;
મારા જેવી ×માંડિથી, ભલિ બીચારી અનાથ. ૩
રડતાં માગે રોટલો, એ પણ મારાં બાળ;
આવ્યો મારે તું છતાં, અગનોતેરો કાળ. ૪
સહુ નરને ફટ ફટ કરે, ભામા ભણી સઉ કોય;
પાઘડિ કેરું કોય નહિ, ઘાઘરિનુ સઉ હોય. ૫

## સોરઠો

સઊ એથી વ્યવહાર, પૈશાની આ પૃથ્વિ છે,
દેખી• લક્ષ્મી યાર, મહા મુનીનાં મન ચળે. ૧

## દોહરા.

ખુની કરેછે ખુન એ, પૈશા કેરી પ્રીત;
ચોરી કરે છે ચોર જન, લોભ લક્ષ્મિ વિપરીત. ૧
શું માટીનું માનવી, શું માટીનું મુલ,
લક્ષ્મી નામ ઠરાવિયું, નહિં કંઈ જે એ તુલ્ય. ૨
જ્ઞાન દ્રષ્ટિએ ગોતતાં, હઇએ ઉપજે હાસ્ય;
મનમોહન કહે દાંમડા, સદા તને સાબાશ. ૩
એથી રાજા રંકછે, એથી વકીલ શેઠ;

× માંડલી.

મારૂં તારૂં એ થકી, છે સઉ એની હેઠ. ૪
માટિ× વધારે માટિની+ કારમી કીમત આપ;
ને તેમાં છે કાંઈ નહિ, એ મોટો પરિતાપ.

## દોહરા.

બાપા બાપા સઊ કરે, હજારમાં હા હોય,
બાપા કેરા બોલ તે, શકે ન ફેરવિ કોઇ. ૧
ધમકાવે ધનવાન તે, ગરીબ સાંખે ગાળ;
વગ ચાલે ધનવાનની, નિર્ધનીયો ભવ બાળ. ૨
ધપ્પો દે ધનવાનતો, ભારે જાણે ભાગ્ય;
ભુંડી ભાંડે ગાળ જો, તેઃ તો પુણ્ય અથાગ. ૩
ગણાય ગાંડા આપથી, વિપરિત વદિને વેણ;
ગાંડો ગ્રહસ્થ જો વદે, મન માને સુખ દેણ. ૪
ગ્રહસ્થ ગાંડો હોય તો, સર્વે ગણે સુજાણ;
ભોળા રાજા સઉ ભણે, વિગતે કરે વખાણ. ૫
વણ બોલાવ્યા બહુ બકે, ઘણાક ધોકા ખાય;
ગ્રહસ્થ કેરે ઘેર જઈ, શ્વાન સમાને થાય. ૬
અલ્પ ન આપે આપ પણ, તેનું ગ્રાવે તેજ;
દિવસે તારા જો કહે, સહુ કહે હાજી છેજ. ૭

## સવૈયા.

સાચું અસત્યતું સત્ય બને, બને સત્ય અસત્ય અહોનિશ આપે;
ન્યાય અન્યાય, અન્યાયનો ન્યાય, સુટેકિ વિવેકિ તે વેણ ઉથાપે,
ગામ તમામ ગુલામનિ માફક, ચર્ણુ સદા પરિપુરણ ચાંપે;
તે મનમોહન મુખ કહે શુણ, મા મુજ લક્ષ્મિજિ તુજ પ્રતાપે. ૧

## ચાબખા.

દામડા, જબરૂં તારૂં જોર, દામડા તું ચિતડાનો ચોર.—ટેક.
સત્ય તજાવછ તું સતિયાનું, ત્યાગી તજે છે ત્યાગ;

---

× માટીનાં માણુસો ધાતુ રૂપી માટીની કિંમત વધારેછે.
+ માણુસ.

લાયક લોકો લાંચ ખરીદે, તારો મોહ અથાગરે; દામડા. ૧
દેહ દમન કરવાને પ્રાણી, તુજ માટે તઈયાર;
વ્હાલાં કરો વિયોગ વેઠે, સૂખ દુખ બેસૂમારરે; દામડા. ૨
નીતિ અનીતિ કશું નવ ન્યાળે. થઇ પ્રભુના ચોર;
રણું રણું રજની દિન જંખે, ફરે હરાયું ઢોરરે; દામડા. ૩
ગણુતિ વિનાના ગુણ અવગુણ છે, સર્વ કરે તુજ સેવ;
પ્રાણ થકી પણ પ્રિય ગણે છે, તું દેવાધી દેવરે, દામડા. ૪
વ્હાલાં માંહિ વિષ વસાવે, વેરી વશ થઈ જાય;
નિર નેત્રનાં ચડે મોભપર, ઉલટો તારો ન્યાયરે; દામડા. ૫
જે કારજ બનવાની આશા, આ ભવમાં પણ વ્યર્થ;
મોહન કહે સાબાશ તનેછે, સમર્થ સાધન અર્થરે; દામડા. ૬

## દોહરા.

લક્ષ્મી લાધે હર્ષ નહિ, નહિ લાધે નહિ શોક;
લાધે તો શુભ કામમાં, ખરચો થોકે થોક. ૧
તે મેળવવાને કરો, ઘટતા યાર ઉપાય;
મત્સર નહિ મળતાં ધરો, નમ્ર રહો મન માંય; ૨
સરખી માણુસ જાતિ છે, સરખાં પ્રાણી માત્ર;
મોટું કે છોટું નથી, ખરી કરી છે ખાત્ર. ૩
ઇશ્વરને ત્યાં ન્યાય તો, સઊનો સરખો થાય;
મોટું કે છોટું નહીં. ગણુતી વિશે ગણાય. ૪
માગશર સુદિની પૂર્ણમી, ઓગણિ અઠ્ઠાવીશ;
પુસ્તક પૂર્ણ શુણી વદો, જય જય શ્રીજગદીશ. ૫

## સવૈયો.

માત કહે મુજ પુત્ર સુપુત્ર, કહે ભગિનિ૧ ભડ ભાઇ અમારો,
તાત કહે મુજ કુળ દિપાવન, પ્યારિ કહે મુજ પ્રાણથી પ્યારો;
બેલપ બાંધવ મારી કહે, સહુ સૃષ્ટિ કહે નિપજ્યો નર સારો;
તે મન મોહન મુખ કહે, મુજ લક્ષ્મિજિ માત પ્રતાપ તમારો ૧

૧ બેન

**સોરઠો**

ઉછળી ચાલ્યાં એજ, એવાં જે લક્ષ્મિજી તે;
રોક્યો કેમ રહેજ, વ્હેતો પ્રવાહ ગંગનો. ૧

**પદ રાગ ધોળ**

જુઓ જુઓ લક્ષ્મી આ દેશની, પરદેશમાં જાયરે. ટેક.
પરદેશમાં જાય પાધરી, પાછાં ક્યાંથી પધારે;
ઉઠો ઉઠો જોદ્ધા આ દેશના, જાગો જાગો અત્યારે. જુ. ૧
રૂઠીને ચાલ્યાં રીસામણે, રાજ માતા રૂપાળાં;
દયા દિસે દિલથી તજી, નથી માનવા વાળાં; જુઓ. ૨
વિબુધ[1] જન વિદેશના, શોધ્યા સ્વદેશ રસ્તે;
જપે ખમા ખમા જીભથી, હીંડે મુખડે હસ્તે; જુઓ. ૩
દેશાભિમાન દિસે જહાં, ત્યાંથી તેને તેડાવો;
કેશ ગ્રહીને કુસંપના, હદ બાહાર હઠાવો, જુઓ. ૪
તજો આળસની ઉપાસના, વ્હેમ વેગળો કાઢો;
મોકુફ રખાવો માતને, જોવાં પરદેશી ઝાડો; જુઓ. ૫
સારદા[2] તેડા મનામણે. માને મનાવી લાવે;
કહાવો સંદેશો રૂપિ સંપને, વચે પડિ સમજાવે; જુઓ ૬
ઉધમને આજ નોતરો, કળા [3]વિકળા એની;
પ્રાવાસરામ[4] પંડીત છે, અદકી આબરૂ જેની; જુઓ ૭
બ્રહ્મા[5] શેષ[6] [7]મહેશ સઉ, ઉઠિ ઉઠિ મળે આવી;
વિનવીને કરો વિનતિ, માને વાળો મનાવી; જુઓ. ૮
માંને તો માનો પાડ છે, નહિ તો સાથ સિધ્ધાવો;
મનમોહન કોક દિવસ તો, કરવા ચાલશે દાવો. જુઓ. ૯

**દોહરો.**

પુંઠે ફરતા પેખીને, મા પણ કરશે મ્હેર;
ઘણા હરખને હેતથી, ફેરી લાવો ઘેર. ૧

---

૧ બુદ્ધિશાળી. ૨ મતલબ કે વિદ્યા ભણો. ૩ કળાહુનર ૪ મુસાફરી ૫ બ્રાહ્મણ. ૬ વસ્ય શુદ્ર ૭ ક્ષત્રી

## ચોપાઈ.

વાહા ખુદરત તારી બલિહારિ, સઉમાં તેં કીંમત શિવકારિ;
જેમાં તેં નાખી જેટલી, તે કીંમત પામે તેટલી. ૧
ધોળી, પીળી, કાળી, લાલ, સપ્ત ધાતુઓ રચી રસાળ;
આદિ ભૂત પાંચે ભૂતમાં, એ સઉછે એકજ અંગમાં. ૨
સંજ્ઞાથી જુદાં સમજાય, ખુદરત તારી ખુબિ કહેવાય;
પર્વત રસોળિ પૃથ્વીતણી, અંગ વિશે રતન આદિકઘણી. ૩
પેખો વિશ્વ વિધના જે પ્હાણ, જનની એની પૃથ્વી જાણ;
સોનું રૂપું એ રિત સર્વ, જ્ઞાની તેનો ગણે ન ગર્વ. ૪
મૂરખ તેમાં પામી મોહ, દેહતણો આદરશે દ્રોહ,
પતંગિયા રૂપે થઈ પડે, દેહ દમે જ્યમ દીપક વડે. ૫.
અહોનિશ અદકું મળવા ચ્હાય, વિશ્વંભરની વિસ્મૃતિ થાય;
ધાતૂભાળે મનલોભાય, લોભે ત્યારે લક્ષણ જાય;
ભૂતભાગ જાણે નહિ ભિન્ન, થાય વિષયમાં ત્યારે લીન. ૬
લક્ષ્મી લગતા જાણી માટ, ઠીક રચ્યું અહિં તેનો ઠાઠ;
છતના ચાળા સઉકો કરે, સહ વિવેક વિરલા વાવરે. ૭

## કુંડળિયો.

જે વાટેથી ધન જડે, તે વાટે થઇ જાય;
હરામ પૈસો પાધરી, વાટે નહિ વપરાય;
વાટે નહિ વપરાય, હરામમાં પૈસો હકનો;
શ્રીહર[૧]થાય ન શાહ, લઇ પૈસો અણહકનો;
મનમોહન જન મહાન, થાય થઈ હક માટેથી;
તે વાટે થઇ જાય, જડે ધન જે વાટેથી. ૧
વસુ[૨] વિનાનો નર પસુ, ધનિનો સાળો થાય;
થાય ન બનેવિ રાંકનો, કરતાં કોટિ ઉપાય;
કરતાં કોટિ ઉપાય, કશો ઉપકાર ન માને;
રૂડે રમકડે રમે, પડયાં શિશુ[૩] શ્રીપતિ[૪] પાને.
મન મોહન જન એથિ, ધાય લુચ્ચો કે દાનો;

---

૧ ચોર. ૨ પૈશો. ૩ બાળક. ૪ ધનવાન.

ધનિનો સાળો થાય, પસૂ નર વસૂ વિનાનો. ૨
માંખો મધપુડે મળે, મધ ખાવાને માટ;
મધ ખુટે માંખો પળે, બહુધા બારે વાટ.
બહુધા બારે વાટ, જાય ઉડિ ભરરર કરતી;
મધપુડાની પછી, લહે સંભાળ ન વળતી;
મનમોહન માંખિયો, ખુટે મધ ત્યારે ઉડે;
મધ ખાવાને માટ, મળે માંખો મધપુડે. ૨



## લોભ વિશે.

### પદ ૧ લું.

વનમાં ભુલી પડીરે, પેલો ક્યાં ગયો કાનુડો. એ રાગ.
ભવમાં તે ભમેરે, જેને લોભ અતિશય લાગ્યો;
લોભે કોપે જદુપતિ, ને બાર ભૂતળે ભાગ્યો. ભવ૦ ટેક.
નહિ કરવાનાં કારજ સઘળાં, જે છે અપજશ વાળાં;
લાયક નરને લોભ કરાવે, તે કરતાં ઓશિયાળા. ભવ૦ ૧
સગાં વિશેથી સંપ તજાવે, પ્રિય મિત્રોથી પ્યાર;
લોક તણી લજ્જા મુંકાવે, લોભ એજ લાચાર. ભવ૦ ૨
આણ ઉલંઘન પુરપતિ[1] કેરી, એજ કરાવે આપ;
વડો ઉતાપો લોભ તણો છે, પૂર્ણ કરાવે પાપ. ભવ૦ ૩
ધન, વિદ્યા, અધિકાર અનૂપમ, દેવાંશી સમ દેહ;
પણ જ્યાં એને લોભ પ્રગટિયો, તરણા તુલ્યે તેહ. ભવ૦ ૪
વાટે ઘાટે થાય વગોણું[2], કીંમત કોય ન જાણે;
લોભી લોભી લોક ઉચારે, વળતી કોણ વખાણે. ભવ૦ ૫
બળ્યો કહે એનો પૈશો સઉ, પ્રેમે જે પૂજાય[3];
પણ તે લોભીને કબજે રહી, અઘટિત ગાળો ખાય. ભવ૦ ૬
મધમાંખે મધ ભેળું કીધું, ન દે દાન નવ ખાય;

---

૧ રાજા. ૨ નિંદા. ૩ ધનતેરશને દહાડે લક્ષ્મિ ધોવાનો ચાલ છે તે.

મધમાંખોને ઉડાડિ અંતે, કોઈ જરૂર લઇ જાય. ભવ૦ ૭
રળી રળી જર ભેળું કીધું, ભોગવ્યું નહિં ભલિ ભાતે;
ચોર, ઠગારાને કાં રાજા, નેટ લહે નિરાતે. ભવ૦ ૮
આવ્યા તેવા અંતે જાવું, પરમારથ ન કરાયો;
મનમોહન તું સાચી મુડી, કેટલિ કહે કમાયો; ભવ. ૯

**પદ ૨ જુ**

કંજુસ તે કહુરે, કમાઇ ભોગવવાનું કાચું,
શાણા સજન સહુ કહે જે, ડાટો એનું ડાચું; કંજુસ ટેક
ભમી ભમી ભોમાં ભંડારે, મોટી લક્ષ્મી માય;
જીવતાં જેવો જમ થઇ બેસે, મુએ સર્પ ત્યાં થાય; કં ૧
તાતી તેલ કઢા ધીખાવી, જન પછિ રેડી જાય;
પ્રાણ ત્યાગિને પરો[1] થાય પછિ, પરિપુરણ પસતાયઃ કં ૨
ખાય પિયે ન પેહેરે પોતે, પુરણ બાળે પેટ;
પાઇ પાઈ કરિ પ્રાપ્ત કરે ધન, નિશ્ચળ જાણે નેટ; કં, ૩

**પદ ૩ જુ**

## ઉદાર વિશે.

ન્હાના હોય તથાપિ તે, જગમાં ઉદાર જન બહુ જીવો;
જગમાં તેને જનો કહેછે, કુળ અજવાળણ દીવો; ન્હાના. ટેક
કલ્પ વૃક્ષ ઉદાર કહીએ, પારસ ગણિયે પેહેલો;
અમર જાણિયે એ અવતારી, ગુણ હીણો કે ઘેલો; ન્હાના. ૧
ખારા દરિયા ખુબ પડયાછે, વિશાળ ભરિયા વારી;[2]
પાન કર્યા કેરીજ પ્રતિજ્ઞા, કાં નરને કાં નારી; ન્હાના. ૨
ન્હાનો પણ મીઠો મેરામણ, બહુ એની બલિહારી;
વિધ વિધ ભાતી વિશ્વ વખાણે, સઉ જાણે સંસારી; ન્હા. ૩
વડ વૃક્ષ નીચું ને જાડું, શીતળ જેની છાયા;
તે તજી તાડ તળે વશિ વાસો, કહો સુખ કોણ કમાયા, ન્હા. ૪
મોત આવે તો સરવે મરજો, અવર લાખ બેચાર;
પણ ઉદારને હે પરમેશ્વર, અમર રાખ આ ઠાર; ન્હાના. ૫

---

૧ દુર. ૨ પાણી,

લાખોનો પાલન લેખાશે, પશુ, પક્ષી નરનાર;
ઉન્હિ આંચ એને નવ આવે, વધે વંશ પરિવાર; ન્હાના. ૬
કાં ઉદાર કાં અવનીની એતો, કામધેનુ કહેવાય;
જેટલિવાર દોવાનું કરિયે, તેટલિવાર દોવાય ન્હાના. ૭
ઘર દીવો ને કુળનો દીવો, એવા દિવા અનેક;
શૃષ્ટી સકળનો સુર્ય કહું તો, એ [1]અવનીમાં એક; ન્હાના. ૮
ભારે ભારે ભંડારોમાં, ભુતળ ભડકા લાગો;
અખેપાત્ર[2] ઉદારની કોઠી, મનમોહન મુખ માગો. ન્હાના. ૯



# સ્વદેશ સુધારા અંગ.

## દોહરો.

સ્વદેશ સઘળો સુધારતાં, વધે લક્ષ્મિ બહુ વીર;
માટે પ્રકરણ તે કહુ, ધરો ધ્યાન જન ધીર.

## સંપ કરવા વિશે

### રાગ ધોળ.

માંમેરૂ મોઘા મુલનું. એ રાગ.

શુણો મારા દાના દેશી બાંધવા, ×પાણિ એકે ન તાળી પડાય;
સંપો સહુ સ્નેહથી.
મોટાં કામ ઉપાડો મળી મળી, ગુણ દેશે વિદેશે ગવાય. સં૦ ૧
એકેક કાંકરે પાળ બંધાય છે, ટીપેટીપે સરોવર ભરાય, સં૦
ભુ બાઉ તાલ્યાથી વિદ્યા ભણાયછે, કોશ કોશથી પંથ કપાય. સં૦ ૨
સાદા સાંઠા મળે જ્યારે સૈકડો, ભોર ત્યારે બને ભલી ભાત; સં૦
એકેક ઈટે *આગાર ચણાયછે, જંપી તેમાં રહે જન જાત સં૦ ૩
ગજ કાતર શિવણ દોરા સોયથી, ખાસાં ચોળી અંગરખાં શીવાય; સં૦
જળ માટીને અગ્નિ ઉદય થતાં, કરી જુગતે રસોઇ જમાય. સં૦ ૪

---

૧ પૃથ્વી ૨ જેમાંથી વસ્તુ ખુટે નહીં તે. × હાથ. *ઘર.

શાહિ ખડિયો કાગળ અને કલમથી, લેખ લાખ પ્રકારે લખાય; સં૦
સેના સેનાપતીને રાજા મળી, ભલું રાજ્ય ભુતળમાં સ્થપાય. સં૦૫
દાણે દાણે અનાજ વવાય છે, લાખો લાયક થઈ તે લણાય; સં૦
એક લાકડાનો એક ટુકડો, ભારો બહુ તેવા ભણતાં ભણાય. સં૦૬
તેમ એકેક પાઈ ઉધરાવિયે, અબ્જ સંખ્યા વધી થાય એમ; સં૦
માનો શિક્ષા જો મોહનલલાની, કહો સુધરે સ્વદેશ ન કેમ. સં૦૭

## સંપ વિશે.

### દોહરા

કુસંપને કંકાસથી, પ્રાણી બહુ પીડાય;
જન શૌ નિશ્ચય જાણજો, સંપ થકી સુખ થાય. ૧
શોભા પામે સંપથી, બાંધવ મળી બધાય;
માટે સંપ સદા સજો, સંપ થકી સુખ થાય. ૨.
સંપ તણા સદગુણ ઘણા, ગુણિજન નિત્યે ગાય;
રાજા રઇયત રાંકને; સંપ થકી સુખ થાય. ૩
મુરખ મન ધનને ચહે. સંપ ન ચિત્ત ચહાય;
સજ્જન તો સમજે સહુ, સપ થકી સુખ થાય. ૪
સંપ વિના શ્રીમંત પણ, દુઃખીયા બહુ દેખાય;
સંપ સજેજો નિર્ધની, સંપ થકી સુખ થાય. ૫
સંપ સિધાવે જ્યાં થકી, જર તે સાથે જાય;
સંપ સજે જર જામશે, સંપ થકી સુખ થાય. ૬
સંપ વિનાના શ્વાન તે, ગણતાં તુછ ગણાય;
તે જોઈને જાણજો, સંપ થકી સુખ થાય. ૭
સંપ કરે મધ માખીયો, તે સુખી દિસે સદાય;
એ ઉપર અનુંભવ કરો. સંપ થકી સુખ થાય. ૮
પ્રભુની પાસે માગીયે, પ્રણમી તેને પાય;
સંપ સદાયે આપજો, સંપ થકી સુખ થાય. ૯
માનો મોહનલાલની, જો મન શીખ મનાય;
જરૂર જન સહુ જાણજો, સંપ થકી સુખ થાય. ૧૦

## દોહરો.

વિષમ કુમતિનું મત તજો, છાંડો કુસંપ છેક;
સજનો સ્નેહ સહિત સજો, સદા સંપ બળ એક. ૧

## હરિગીત છંદ.

બળ સંપ એક સદા તમો, ચિત હિત સહીત સજો સહી;
કુમતિ વિષમ તો સંપ અરિ ખરિ મુળની દાહન કહી;
મત તે સરપણી તીખીનું અનુસરણ તો વિકરાળ છે
મોહન કુસમ્પ તજો જસ જન કુસંપ વિષધર વ્યાળછે.



# સુરતના ગૃહસ્થો વિસે

## ગરબી.

અલબેલીરે અંબે માત. એ રાગ.

છે સૂરતિયો સાબાશ, નામ અમર કીધાં?
કરિ કીરતિ અધિક પ્રકાશ, શુભ કારજ સિદ્ધાં. ટેક
રણમાં શુરા ધનમાં પૂરા, સઉથિ પ્રથમ સુધરેલરે;
શુભ કામે તત્પર રહી સઘળે, પોતે કાઢે પ્હેલ; નામ૦ ૧
પંથ વિકટ વિલાયત કેરો, ખેડયો મહિપતરામરે;
રૂપરામના સુત રૂડેરા, સૂરતમાં વિશ્રામ. નામ૦ ૨
કવી નર્મદાશંકરે કીધો, સરસ સુધારા રાહરે;
એપણ સૂરતના વતની છે, અતિ ઝાઝો ઉત્સાહ; નામ૦ ૩
જાદૂ મંતર દુર્ગાશંકર, ખુલ્લુ કરિ દેખાડયુંરે;
નાનાભાઇ હરિદાસે, હાઇ કોરટનું કામ ઉપાડયું. નામ૦ ૪
મુંકુદરાય તથા જગજીવનદાસે, ડમકો દીધોરે;
ગોરા લોકોનો અધિકાર, સુલાયક થઇને લીધો; નામ૦ ૫
દફ્તરદાર સિરસ્તેદારો, કોઇ સણુંદી વકીલરે;
વિદ્યાવંત સુવિચારવાળાં, દિસે જેનાં દીલ. નામ૦ ૬
દર જીલ્લે દર એક કચેરી, નહિ સુરતી શિવાયરે;
તારા મંડળ માંહિ શશિ સમ, સુરતીથી શોભાય. નામ૦ ૭
ફંડ નિરાશ્રિત કન્યાશાળા, ઔષધશાળા આદિરે;
પરમારથમાં પૈસો ખરચી, કરી અધિક આબાદિ. નામ૦ ૮
દિવસે દિવસે દોલત વધજો. થાજો ઝાક ઝમાલરે;
શાણા સુરતી સહુ સુખ પામો, કહેછે મોહનલાલ. નામ૦ ૯

## સવૈયો.

સૂરતશે'ર સુવર્ણની મૂરત સૂરતની હતી સૂરત સારી;
જેપર મોહીત માનવિનાં મન તેપર કોપ કર્યો ત્રિપુરારી;
આવક જાવક માલ થતો બહુ પાવકથી થઇ ખુબ ખુવારી;
લેશ રહ્યું અવશેષ તથાપિ હમેશ દિસે સૂખીયાં નરનારી. ૧



# फुलणजीने शीखामण

## गरबी.

( अलबेलीरे अंबेमात ए राग).

फुलणजी न करो फूल भारे भभकानी,
भासे छे एतो भुल लायक ठपकानी. टेक.
वांस तथा वळियो मंगावो, कागळ रंग बेरंगीरे;
मोटा मोटा मंडप घलावो, वाजां लावो जंगी. भारे० १
सोनेरी रुपेरी छापां, लावीने चोटाडोरे;
ताबुत जेवो रचो मांडवो, घेर लगननो दहाडो. भारे० २
बहु भारे पाघडियो बांधो, अबळा शिर इंढाणीरे;
वरराजा वरवाने चाल्या, वहु चाल्यां जयम पाणी. भारे० ३
जरकशिया जामा मंगावो, घाघरा जेवो घेररे;
कशबाळी मोजडियो पेहेरो. चालो उमंग भेर. भारे० ४
बेठोरे नोबत बेसारो, पडथम लइ पीटावोरे;
पइसामां अंगारो प्रगटो, आतसबाजी अणावो. भारे० ५
पुनानी पातर तेडावो, पगरणना आदरमांरे:
नाहानां मोहोटां नखरां शीखे, घरडां वंठे घरमां. भारे० ६
सोना रुपाना दागीना, पहेरो मागी लावीरे;
हीरा मोतीना दागीना, बहार थकी मंगावी. भारे० ७
मळे नहीं तो करो शिपारस, जेने नामे आपेरे;
भरि भाडां घोडा मंगावो, विश्व विसे जश व्यापे. भारे० ८
जण झाझा वरघोडे लावो, जमण करो बहु सारांरे;
साकर केरां बुरां वावरो, जण रीझे जमनारां. भारे० ९
नाणां करजे काढी वावर्यां, बहु पछि थया बेहालरे;
समजो तो सारी शीखामण, दे छे मोहनलाल. भारे० १०



## બાળલગ્ન નિશેધક ગરબાવળીમાંથી

# કજોડાંવાળી સ્ત્રીનો વિલાપ.

### દોહરો

પગે કજોડે પાંગળાં, ઠૂંઠો કજોડ હાથ;
કજોડ આંખે કાંણીયો, નિંદ્ય કજોડે નાથ.

### ગરબી.

ઓધવજી સંદેસો કહેજો શ્યામને. એ રાગ—
મા મુજને કયમ દિધિરે જોઈ કજોડલું,
ગાય દિકરી જ્યાં દોરે ત્યાં દોરાયજો;
વાળ્યાં પાકાં વેર પિતા મુજ પાપિએ,
રજની દિન તે રડતાં વીતી જાયજો. મા૦ ૧
ઉછેરી નાંખી ઉછળતી આગ્યમાં,
ઘોળી ન પાયું ગરથુલીમાં ઝેરજો;
ભોગવવું દુખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
માત પિતાએ મન આણિુ ન મહેરજો. મા૦ ૨
ન્હાનેરી નણદીરે બાળે બોલડે,
સાસરિયામાં સાસુડિનું સાલજો;
આડોશી પાડોશી રડયાં અભાગિયાં,
મળે નહીં પરણ્યામાં પૂરો માલજો. મા૦ ૩
જે નારિને માને નહિં નિજ નાવલો,
તે નારિનો એળે ગયો અવતારજો;
છતે ધણી રંડાપો વેઠે રોકડો,
વાયે લીધી જાય બિચારિ નારજો. મા૦ ૪
રોયામાં રળવાની શક્તિ ના મળે,
ખાવાને ઘરમાં નહિં બોરિ જારજો;
વસ્ત્ર વિના વિધ વિધ પ્રકાર વખાપડે,
બૂમો પાડે બાળક વિણુ આહારજો. મા૦ ૫

જે આવે તે આવે મને દખાવતાં,
ગરિબ ગરિબ મને કહે આખું ગામજો;
બિચારિ કહિ મુજને બાળે બોલડે,
બીજો નહિ બેલી કોઇ વીણુ રામજો. મા૦ ૬
સ્વતંત્ર સૂખ તે સ્વપ્ને હું દેખું નહિ,
દહન દહન થાય દિલ દેખી મહા દુખજો;
અંતરની વાતો તે કયાં જઇ કીજીએ,
પેટ તણી જવાળા તે પ્રગટે મુખજો. મા૦ ૭
ભાઈ તણી ઓશિઆળી થઇ ભમતી ભમું,
ભોજાઈનું છે ઘરમાં ભારે જોરજો;
દેરાંણી જેઠાંણી તે દહાડી દમે;
દેર જેઠનો ઘરમાં જબરો દોરજો, મા૦ ૮
સગાં સંબંધી સંતો સરવે મળી,
પેટ તણી તે પ્રજા રહી પીડાયજો;
સૂળિ જેવું સાસરિયું સાલે મને,
ઓશિયાળી અબળાના દિન કયમ જાયજો. મા૦ ૯

### ગરબી.

પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી, કહું કળિયુગના કર્મ, એ રાગ
આદ્ય સ્મરૂં દેવી અંબીકા હો આઇમા, લળિ લળિ લાગુ પાય;
કર્મે મળ્યા કંથ કારમા હો આઈમા, નિશદિન રડતાં જાય. ૧
પુત્રિનુ સૂખ નથી પેખતાં હો આઇમા, સ્વારથિઆં માબાપ;
વાળ્યાં પાકાં વેર હો આઈમા, પ્રગટયાં પુરવનાં પાપ. ૨
સરખી સમાણી ટોળે મળી હો આઈમા, હસે મારૂ મુખ જોઇ;
વાત કર્યાનો વિશ્રામ હો આઇમા, આંસૂ લુનાર નથિ કોઇ. ૩
ભણ્યા વીણો ભર્તાર હો આઇમા, રજે ન રૂપ કે રંગ;
અકળ હિણો ને આળસુ હો આઇમા, કરે નઠારો સંગ. ૪
ભંગી અને છે અપોચિયો હો આઇમા. જાહેર રમે જુગાર;
ચોરી ચાડી જારી કરે હો આઇમા, દોંરાય નિત દરબાર. ૫
નહીં ઇજત કે આબરૂ હો આઇમા, કહ્યું ન માને કોણ;

ઘરમાં ઘડિ જંપે નહીં હો આઇમા. વિપરિત કાઢે વેણ. ૬
ટંટાખોર તેવો મળ્યો હો આઇમા, તકાવે પરધન નાર;
બેસવા વારો ના મળ્યો હો આઇમા, ચક્ષુ ભેગા કરિ ચાર. ૭
વસ્ત્ર લૉચન* મારાં કરે હો આઇમા, ઘાટ ઘરાણું લઇ જાય.
રૂધિર[૧] બધું અટવૌઇ ગયું હો આઇમા, સુજે ન એક ઉપાય. ૮
અંકુષ નહિં એને કોઇનો હો આઈમા, જેમ મ્હાજનિયો સાંઢ;
જુએ ન મા, બેન, દીકરી હો આઇમા, ભાખે મુખથી ભાંડ. ૯
રળવાની શક્તિ રજે નહીં હો આઇમા, કુડાં ચડાવે આળ;
જન સૌ જાણત જોઇને હો આઇમા, જો પ્રગટી હોત ઝાળ. ૧૦
જેને જોડ મળી નહીં હો આઇમા, જીવતર તેનું વ્યર્થ;
આ ભવ તો એળે ગયો હો આઇમા, એકે ન સર્યો અર્થ. ૧૧



## ન્હાના પતિવાળી સ્ત્રીનો વિલાપ.

### ગરબી.

આવો આવો શિવશંકર ભોળા. એ રાગ.

કહો સખી કંથને શું કરીએ, લોકોની લાજે લાજી મરીયે.
કહો સખી૦ ટેક.

સાસૂડી શોક્ય થઇ સાલે, બોલે બોલે નહાની નણંદ બાળે;
પડયાં પિયુ નાનકડા પાલે. કહો૦ ૧
રોઈ અમ પિયૂ રોટલી માગે, વિરહ બાણ હૃદયામાં વાગે;
ઉભાં બળી જઈએ વગર આગ્યે. કહો૦ ૨
નહીં અમને શણગાર પર સ્નેહ, સુતાં બળે સોડ દિઠે દેહ;
શય્યા જાણે ધખધખતી ચેહ, કહો૦ ૩
કાલું ઘેલું કંથ રહ્યા બોલે, બોલાવું તો આવી બેસે ખોળે;
મદન× કુંણાં કાળજડાં ઠોલે, કહો૦ ૪
કરે રડયા લોક મને કરૂવરૂં, મોટાં અમે કંથ ન્હાનું છોકરૂં;

---

૧ લોહિ. * ચોરવું. × કામ.

સુજે નહિં જે હું હવે શું કરૂં. કહો૦ ૫
એકે વાતે ખબર નથી એને, જાણે હોય એતો વિતી જેને;
પડી હુંતો પાલવડે તેને. કહો. ૬
જમે બેસી ઢીચણિયાં ઢાળી, મુખે માને કહે માલી[૨] માલી;
સુએછે ત્યારે ટુટીયાં વાળી; કહો. ૭
મેલો ઘેલો ઉઘાડે ડોલે, રોતો રોતો આવે મુખે ઢીલે.
હુંતો જોઉ ઉભી મોઢે વીલે[૩]; કહો૦ ૮
છતી કરે વાત છાની કહિએ, રડું જયારે થાય રૂંધણુ હઇએ;
દેખી કર કર્મે અમે દહઇએ; કહો૦ ૯



## વૃદ્ધ પતિવાળી સ્ત્રીનો વિલાપ.

### દોહરા.

કઠણુ થયા મોહન મથુરાં જઇ. કાગળ ન લખ્યો કટકોરે. એ રાગ.

કર્મે કજોડુ મારે બ્હાર વગોણું, દુખ કોને જઈ કહિએરે. ટેક.
ઘણું દુખ ઘરડા ઘર ધણીનું, ભર જોબન જાય એળેરે;
થર થર થર થર કાયા કંપે, વાઢ પડયા જેમ કેળેરે. કર્મે. ૧
શ્વેત વસ્ત્રને શ્વેત શિરો રૂહ, શરીર અમ નવ રંગરે;
નાકે લીંટ દીઠાં લડબડતાં, અમ મુખ નથનિ અનંગરે; કર્મે ૨
કટાક્ષ અમછે કામણગારાં, ડોસો દેખે કાચુરે;
અધરામૃત અમ મોહનિ મંતર. રડયો હલાવે ડાચુરે; કર્મે. ૩
અમે મદોન્મત ને અલબેલાં, હીંડે લાકડી ઝાલીરે;
અમે આંખમાં વાતો કરીએ, ભરથાર ન શકે ભાળીરે. કર્મે ૪
લાળ પડે બોલે ત્યાં મુખથી, મૃદુ મૃદુ અમે ઉચરીએરે;
વળી ગયા કેડેથી કંથડ, અમે મદમાતાં ફરીએરે; કર્મે ૫
અમે રતિ રૂપને રંગ રાતાં, એ ખુંખુંખું કરતોરે;
થિર ન રહે અમ પગની પાની, એ અટકયોછે ફરતોરે; કર્મે ૬

---

૨ માડી માડી. ૩ ફીકું. ૧ વાળ.

અમને સોહે સેજ રતળૈઓ, ખુણે ખાટ ઢળાવેરે;
મુઓ ડોસલો ડોળા તાણે, અમથાં આળ ચઢાવેરે; કર્મે. ૭
લોક પિટયા મુજ હરણાં હેરે, નથી રહ્યાનો ઠામરે;
છોડી તારો બાપ ધરે છે, કહે અજાણ્યા આમરે; કર્મે. ૮
ઘેર રહી ગપોડા હાંકે, ગઇ ગતી ઘરડાનીરે;
સરખી સઈયરમાં શરમાઇએ, ડોસાની નાદાનીરે; કર્મે. ૯
અમ આભ્રણ અત્તરથી મ્હેકે, છીકણી ડોસો સરડેરે;
મુઆં રડયાં આડોશી પડોશી, જોઇ૰મને મ્હો મરડેરે; કર્મે.૧૦
પ્રગટ પલંગ ચિતા ભડ ભડતી, સુગી સમ સાસરીયુંરે,
છતે ધણી રંડાપો વેઠું, કર્મે લખ્યું કલેવરીયુંરે; કર્મે. ૧૧
અસ્થિ ત્વચા પર તરવા લાગ્યાં, દેખિ દહન થાય કામરે;
મુઆં માબાપ મને પરણાવી, હશે ન નર્કે ઠામરે; કર્મે. ૧૨



# બાળ પતિવાળી તથા વૃદ્ધ પતિ, વાળી સ્ત્રીનો સંવાદ.

## ગરબી.

સાંભળરે તું સજની મારી, રજની કયાં રમીઆવીજી. એ રાગ.
કહો સખી અમ કંથડ૰છોટા, મોટા કયારે થાશેજીરે;
બળ્યા દહાડા આ દુખડાંના,તે કયારે વહિજાશે; સાંભળ સજનીજીરે૧
દુખના દહાડા વહિ કાલ જાશે, જીવન મોટા થાશેજીરે;
પણ મારા ડોસાને જોતું, એ દુખ કેમ કરિ જાશે; સાંભળ. ૨
સુણો સખી અમ સાસુ કહે છે, તું પજવછ મુજ બાળજીરે;
નણુદી કહે ગયો ગાંજી મારો ભાઇ, ભાળી તને ચંડાળ. સાંભળ.૩
સાસુ તમારી ગત કાલ થાશે, રહેશે નણંદ જખ મારીજીરે;
બાળ સવારે થશે મુંછાળો, આણ વરતશે તારી; સાંભળ. ૪
પણ મારા પરણ્યાને માથે, કેશ ગયા નહિ કાળાજીરે;
જોબન અમારૂં શી રીત જાશે, હજી અવસ્થા બાળા; સાંભળ.૫

૨ તળાઇ.

કંથડ મારા કાલા ઘેલા, સમજે નહિં કંઇ પેરજીરે;
પોતીયાં પાખી રમવા પધારે, રડતા આવે ઘેર; સાભળ. ૬
કાલે ઘેલે અખંડ સૌભાગ્ય, કાલ સમજણુ થાશેજીરે;
અમ ઘરડાની ગતી ગઈ તે, વ[illegible]વોણો થઈ નાસે. સાભળ૦ ૭



## ન્હાની ઉમરમાં પરણેલી સ્ત્રીનો વિલાપ.

### ગરબી.

અલબેલીરે અંબે માત, જોવાને જઇએ. એ રાગ.

સખી સાંભળ ઉચરૂ આજ, દુઃખની વાતલડી;
છે બાળલગ્ન રીવાજ, જનની ઘાતલડી. ટેક.
ખાઇ ખરે ખરિ છે દુખડાની, બાળલગ્નનો ચાલરે;
પ્રજા બિચારી સુખમાં પડશે, ૩હકાવશો જે હાલ.દુઃખની૦ ૧
મા બાપે મુજને પરણાવી, અજ્ઞાની હું આપરે;
મા મારી વેરણ થઇલાગી, દુશ્મન નિકળ્યો બાપ. દુઃખની૦ ૨
જન્મ ધર્યો ને જીભ આવિ ત્યાં, મારી કરી સગાઇરે;
પાંચ વરસની પરણાવી પણ, કર્યો વિચાર ન કાંઇ. દુઃખની૦ ૩
રમતું જમતું ભમતું ભમતું, સાસરિમાં જા આવરે;
જંજાળી થઇ જોખમ વહોર્યું, મા જાણે લે લાવ. દુઃખની૦ ૪
નિશાળમાં હું નિત્યે જાતી, લાગ્યા હસવા લોકરે;
ભણી ગણી ચીતરલેખા થઇ, રળશે નાણાં રોક. દુઃખની૦ ૫
હાથે હિસાબ કિતાબ કરશે, વાંચી ચોપડે નામરે;
નામા લેખાં એના પિયુને, કરવાનું શું કામ. દુઃખની૦ ૬
પરણાવી ખુબ પૈશો ખરચ્યો, જશ મળવાને જેમરે;
પરઘરની વસ્તિ વિચારી, અભણી રાખી એમ. દુઃખની૭
ભણવામાં એક પાઇ ન ખરચી, સસરે કહાવી પેરરે;
સ્ત્રીજાતિને નથી છાજતું, ભણવું મારે ઘેર. દુઃખની૦ ૮
મા જાણે નિશાળ તજે તો, કરે મુજ ઘર કામરે;

---

૩ એ ચાલને હાંકી કઢાવશો.

એવામાં તો આણું આવ્યું, તજ્યું બાપનું ગામ. દુઃખની૦ ૯
સવાસૂરિયાં થયા સંતાનો, ટંટાને તોફાનરે;
બાળલગ્ન કરવાથી એની, થાય જીવતું જાન. દુઃખની ૧૦

## નાનીવયમાં છોકરાંવાળી સ્ત્રીનો વિલાપ

### ગરબી.

દેશી લોકો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનાં. એરાગ
સુણ સાહેલી, બળ્યું જીવન જે બાળ લગ્ન બાપે કર્યું. ટેક.
ન્હાની વયમાં થઈ વિસ્તારી, સારો દિવસ રજની સારી;
તે છણુછણુ છાતિ બળે મારી, સુણ સાહેલી૦ ૧
હું ગઇ પરણિને સાસરિયે, પિયુ કહે ભણતાં શરમાઇ મરિયે;
જેથી પિયુ નથિ ભણિયો જરિયે. સુણ સાહેલી૦ ૨
એમ નિશાળ એણે ત્યાગ કરિ, રહિ અભણ કરી દુકાન ખરી.
દિન એક ન બેઠાં અમે ઠરી; સુણ સાહેલી૦ ૩
પડિ ફિકરપ્રજા પરણાવ્યાની, નહિ આશા પાઈ પિયુ લાવ્યાની
આવી વેળા ભીખ મગાવ્યાની. સુણ સાહેલી૦ ૪
સસરો મુજ સ્વામીને કહે છે, મને રળવાની ચિંતા રહેછે,
તું રળિને શું લાવી દેછે. સુણ સાહેલી૦ ૫
જા કર ધંધો દુકાન રહી, ભણવા ગણવાનું બને નહીં;
સહુ હસે સગાં સંબંધિ સહી, સુણ સાહેલી૦ ૬
કહે જેઠ ભણ્યા એ બહુ ભારે, રળતાં ખપતાં શીખે ક્યારે;
નથિ પાલવતું એવું મારે. સુણ સાહેલી૦ ૭
સાસૂ કહે આવી ધેર વહુ, જો બહાર ગામ સુત ફરે બહું.
તો મુજને ચુંટી ખાય સહું. સુણ સાહેલી૦ ૮
નરનારી અભણ્યાં એમ રહ્યાં, ના બાળલગ્ન દુખ જાય કહ્યાં;
ભણવતાં તે વર્ષો જાય વહ્યાં. સુણ સાહેલી૦ ૯

# હીણકમાઊ પુરૂશની સ્ત્રીનો વિલાપ

## ગરબી.

સમી સાંઝના ચોર છુપાણારે, લઇ બામણિઆ. એ રાગ

કઇ સરખી સખી મળી ટોળે હો, સાંભળો સાહેલીયાં
ગાય ફરતી રસિક ગિત બોલે હો, સાંભળો૦ ૧
જેનો હીંણકમાઉ હોય પરણ્યો હો, સાંભળો૦
તેનો કલેશ ન જાય કેમે વરણ્યો હો. સાંભળો૦ ૩
કહે સાસુ વહુજી નથિ દળતાં હો, સાંભળો૦
તેમ માંટી નથિ કાંઈ રળતા હો, સાંભળો૦ ૩
એની ભૂંડણ વેલ ખાનારી હો, સાંભળો૦
તેમાં અમ ઘરડાંની ખુવારી હો, સાંભળો૦ ૪
સારા પુત્ર તેતો મારા સાંખે હો, સાંભળો૦
સારી વહુરે મિઠું મુખ ભાખે હો, સાંભળો૦ ૫
મારી ફૂલે ફુલી એક છોડિ હો, સાંભળો૦
કદી પામે નહી એકે કોડી હો, સાંભળો૦ ૬
દેર જેઠ તો ડહાપણ કુટે હો, સાંભળો૦
લાડવાયાં નણંદ લડિ ઉઠે હો, સાંભળો૦ ૭
દેરાણીને જેઠાણીનું જોડું હો, સાંભળો૦
પતિ પરણ્યો નમાલો તે ઓડું હો, સાંભળો૦ ૮
ભાઇ ભોજાઇની ઓશિઆળી હો, સાંભળો૦
આખી આલમ દબાવે ખાલી હો, સાંભળો૦ ૯
પ્રજા *વાવરવી પરહાથે હો, સાંભળો૦
તે મોટી પીડા મારે માથે હો, સાંભળો૦ ૧૦
અન્ન વસ્ત્રની આપદા એવી હો, સાંભળો૦
નથી કર્મ ગતિ કહેવા જેવી હો, સાંભળો૦ ૧૧
જે જન એવાને કન્યા દેશે હો, સાંભળો૦
તેતો પુત્રિના નીસાસા લેશે હો, સાંભળો૦ ૧૨

---

* પરણાવવાં.

# રળતો ખપતો વર જોવા વીશે માને દીકરીએ કરેલી સુચના.

## ગરબી.

અચકો મચકો કારેલી, એ રાગ—

મા રળતો ખપતો વર જોજે. ટેક.

મા કેહેજે મારા બાપાને, દઇ મારૂં નામ ગમેતો મા; રળતો.
હોય ભણ્યો ગણ્યો રળતો ખપતો, બહુ લાડ લડાવે એતોમા, ૧
જેને રળવાનીના હોય આશા, પાઇ એક તણી ધરનાને મા; રળતો.
હોય તેહ તરખલાંથી હળવો, મન ધરનાંનાં કેમ માને મા; રળતો. ૨
હોય પોંચ નહી પઈ રળવાની, તેનું ઘર શી રીત ચાલેમા;રળતો.
મઝિયારામાં કુટાઇ મરે, સૌ પશુવત આહાર આલેમા;રળતો. ૩
ત્યાં દાસી તુલ્ય રહેવું પડે, બોલાય ન સ્વરે ઉપડતે મા; રળતો.
સાસુ સસરો સંતાપે બહુ, વીતે રજની દિન વઢતેમા, રળતો. ૪
નાની નણદી મહેણાં મારે, દેરાણિ જેઠાણી દાઝે મા; રળતો.
ને કરે દાંતિઆં જેઠ દિયર, લક્ષના દેખી તે લાજે મા; રળતો. ૫
સઉ પહેરે ઓઢે ખાય પિએ, જે મન ઇચ્છે તે મળશે મા; રળતો.
તે નજર ન દેખે નરનારી, જેનો પતિ કાંઇ ન રળશે મા. રળતો. ૬
તે વસ્ત્ર વિના વલખા મારે, તો સંતતિને શું આપે મા; રળતો.
જોઈ સુખી પરાયાં બાળકને. શોસાવું તે સંતાપે મા. રળતો. ૭
તે ભોજાઇ ભાઇની ઓશીઆળી, દાઝેલી દુનિયાં કેરી મા; રળતો.
વાવરવી સંતતિ વિત્ત વિના, ને ઘરમાં ભીડ ગણેરી મા. રળતો. ૮
જો એવાને પાને પડીયાં, તો ધોક પડયો જનમારો મા; રળતો.
મુજ આતરડિ આશિષ દેશે, થશે વૈકુંઠ વાસો તારો મા. રળતો. ૯

———

## અભણ જોડા વિશે.

### ગરબી.

પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ. એ રાગ.
આવી અજવાળી શી રાત ચંદ્ર ચોકમાં રે લોલ;
બળ્યો બાળલગ્ન ચાલ પેઠો લોકમાં રે લોલ;
થયાં નરનારી હેરાન અભિમાનમાં રે લોલ;
કહ્યું ધારે નહીં કાન કો જહાનમાં રે લોલ;
બાળ લગ્ને બાળ્યાં મૂળ જુવતિ જાતનાં રે લોલ,
રાખ્યાં અભણુને અજ્ઞાન વહેમી વાતનાં રે લોલ;
નહાનું મોટું માંદુ થાય ટુચકા કરેરે લોલ,
બાધા આખડીનું જોર મુખે ઉચરેરે લોલ;
દેવી દેવને દે લાંચ જાંણી સાચીયાં રે લોલ;
જોશી ડોશી જાદુગર જગતમાં ×ચાંચીયાં રે લોલ;
માને શુકન મુર્ત સત્ય કર્તા વીસરીરે લોલ;
માને નશિબની મોટાઈ ઉદ્યમ પરહરીરે લોલ;
માને તૂત કરી ભૂતને ધુણી પડેરે લોલ;
રાજી ભુવા જોગી ¹જતી સાધુ ²શેવડેરે લોલ;
ખુશી ઘાટ ઘરાણે થાય નાણું નાખિનેરે લોલ,
કરે નાત વરા માથે દેવું રાખિનેરે લોલ,
કિમિઓ મારણુ મોહનમંત્ર વશિકરણુમાં રે લોલ,
ચોરી ચાડી જારી જુઠ ચરણ ચરણમાં રે લોલ,
રહે અભણુને અજ્ઞાન બાળાપણ વરેરે લોલ,
પીયર મા કરાવે કામ સાસુ સાસરેરે લોલ;
ભોળી ભામનીની જાત અસર સોબતેરે લોલ,
થઇ ખલકની ખરાબી માઠી મોબતેરે લોલ.

---

× ચાંચીયા લુટારા ફરતા હતા એવા ૧ સન્યાશી ૨ સેવડા ગોરજી જૈનના.

## બાળવયમાં પરણેલ સ્ત્રી વિશે.

### ગરબી.

મા આરાસુરની વાવેજો, મા કૃપા કરી અંબાવેજો. એરાગ
જે બાળાપણમાં પરણીજો, તેની કરણી જાય ન વરણીજો;
તે રહે અભણ ને વેહેમીજો, દિલ દુર્ગુણ પરતે પ્રેમીજો;
બહુ વેર ઝેર મન રાખેજો, ઇરષાથી ભુંડું ભાખેજો,
કુ રસ્તે પઈસો ખરચેજો, વળી વાત પરાઇ ચરચેજો.
જોશી ડોશી સે નાણુંજો, ખાય ન પોતે ભરિ ભાણુંજો;
માથા સાટે એક કોડી જો. પર ઉપકારે નવ છોડીજો.
વિદ્યાનો લાભ ન જાણેજો, વળિ વહેમી ચાલ વખાણેજો.
પુન્ય જાણે બાળ લગનમાં જો, એવાં વહેમા જન મનમાંજો.
તે ગણે ઘરાણામાં સુખજો. દેખે ન કરજ કરતાં દુખજો.
લુલાં અંધાં નવ પામેજો, દે દાન કુઠામે ઠામેજો.
જર જાય અલેખે એતુંજો, તે કહ્યું કરે નહિ કેનુંજો;
શુણ્યું તે માને સાચુંજો, દીઠું દ્રષ્ટે કહે કાચુંજો;
રહે કુટંબમાંહિ કુસંપેજો, ઘડિ જીવ વાળિ નવ જંપેજો;
તે નીતિને ન નિહાળેજો, એવી અબળા આ કાળેજો.
નિજ પ્રજા નીવડે કેવીજો, નિત્ય સોબત જેને એવીજો.
કરે નાતવરા યશ લેવાજો, ઘરમાં ન મળે અનદેખ્યાજો.
માઠી સંગત ફળ માઠાંજો, સદગુણ તેનામાં ક્યાંથાજો.

—•○•—

## બાળલગનથી સામાન્ય નુંકશાન

### ગરબી.

વાલા તમારી જોઈને રહિછું વાટરે, વાલાજી. એ રાગ.
કહું બાળલગનથી સામાન્ય નુકશાનરે, સાહેલી.
છે મોટું કારણ ભય ×તુટયો ભગવાન, સાંભળ સાહેલી.
શરણ પડયાં સંહારે તેનું તેહરે, સાહેલી.

× કારણ કે માબાપને ભય નથી એજ કારણછે.

વળિ વિશ્વાસઘાતી દુખ સહે મહાદેહ, સાંભળ.
પ્રજા બિચારી વશ વરતે માબાપરે, સાહેલી.
કરી બાળલગ્ન લે માંથે મોટું પાપ, સાંભળ.
કદી થાય કજોડું અરસ પરસ રીબાયરે, સાહેલી.
કે કદી નાની વયમાં વિસ્તારી થાય, સાંભળ.
જો સ્વભાવ મળતો સજોડનો નવ હોયરે. સાહેલી.
તો માત પિતાને રૂદન કરીને રોય, સાંભળ.
વળિ વૈદ વડા નામાંકિત જે વખણાયરે, સાહેલી
તે બાળલગનની બહુ પાડેછે નાય. સાંભળ.
જો નહાના નહાનડિઆં ને પ્રસવે બાળરે; સાહેલી.
તો પ્રજા બુદ્ધિ હિણુ નિવડે ભવિષ્યકાળ; સાંભળ.
સૌ શાસ્ત્ર વિરૂધતો બાળ લગન છે સાફરે, સાહેલી
તો ઇશ્વર આગળ એનો શો ઇન્સાફ, સાંભળ.
જે જારી ચોરી જુઠ અધર્મ વવરજ્યોરે, સાહેલી.
તે કરનારાં માબાપ મુએલાં મરજો. સાંભળ.

## ગરબો.

મને રસ્તા વચે રોકીરે, છેલ છબીલા છોગાળા. એ રાગ
રૂડિ સરદપુનમની રજનીરે, રંગ રશીલી સાહેલી.
મળિ સરખા સમાણી સજનીરે, રંગ રશીલી.
બહુ બાળ લગન છે બુરાંરે, રંગ રશીલી
દુખ એક ન રહે અધુરાંરે, રંગ રશીલી.
હતિ બાળ અવસ્થા જ્યારેરે, રંગ રશીલી.
નર નારી પરણ્યાં ત્યારેરે, રંગ રશીલી.
જે રહે અભણ અજ્ઞાનરે, રંગ રશીલી.
તેનાં શું ભણે સંતાનરે, રંગ રશીલી.
ન્હોય પુરી અકલ જ્યાં પામ્યાંરે, રંગ રશીલી.
વળિ ન્હોય પુરાં વિશ્રામ્યાંરે; રંગ રશીલી.
ત્યાં સિમંત આવે વહેલુંરે, રંગ રશીલી.
ત્યાં મુઆ જીવ્યાનું પહેલુંરે, રંગ રશીલી.

તે પ્રજા કોઅત હિણુ પ્રગટેરે, રંગ રશીલી.
તે મુવા વિના પણુ ન મટેરે, રંગ રશીલી
હોય કાચિ અકલ કહેવાતાંરે, રંગ રશીલી.
તે પ્રજા પછાડે જ્યાં ત્યાંરે, રંગ રશીલી
ફળ બીજ પ્રમાણે ફળશેરે, રંગ રશીલી.
સુખ માત પિતા શું મળશેરે, રંગ રશીલી.
જો એક બિજાની તરશેરે, રંગ રશીલી.
પરણેતો પાર ઉતરશેરે, રંગ રશીલી.

ગરબી.

બહુ બહુ દુખ બાળ લગન સહિયર કેમ સહિએ;
વીતે તે થકી વિધંન, તે કોને કહિયે.
શુભ ફળ નવ નિકળે છેક, સહિયર ક્યમ સહિએ;
આવે અડચણો અનેક, તે કોને કહિએ.
તે બેના મળે ન જીવ, સહિયર;
દુગ્ધાથી કોપે દેવ, તે કોને કહિએ.
અન્યો અન્ય રાખે વેર, સહિયર;
ઘડિ કજિઓ ન સુકે ઘેર, તે કોને કહિએ.
છે કંચન કામનું સર્વ, સહિયર;
નર નાર ન પામે *ધર્વ, તે કોને કહિએ.
જે અક્ષીનેજ ગમે ન, સહિયર;
તે ભોજન જીભ જમેન, તે કોને કહિએ.
જિવ ફાંફાં મારે ફોક, સહિયર;
લાખો સમજાવે લોક, તે કોને કહિએ.
તજિ ધર્મ અધર્મે જાય, સહિયર;
તજિ નીતિ અનીતિ થાય, તે કોને કહિએ.
વળે નાણાંનું નખોદ, સહિયર;
વહાલામાં થાય વિરોધ, તે કોને કહિએ.

---

* તૃપ્તિ.

### ગરબી.

સખી પડવેના પડિયા પંથ, નાથજી નાવ્યારે. એ રાગ.

નહિં નીતિ ધર્મને બુદ્ધિ. રહે એ દાણારે;
જ્યાં બાળ લગનના ચાલ, છે બંધાણારે.
હોય નાની વયનો નાવ, નારી નહાનીરે;
ત્યાં માત પિતા લે લગ્ન, લાવો માનીરે.
દંપતી વખાણે કર્મ, પડે જો સુખમાંરે;
દે માત પિતાને દોષ, પડે જો દુખમાંરે.
હોય અબુધ અને અજ્ઞાન. નહાની વયમાંરે;
પરસ્પરમાં થાય લડાઇ, બાળે બયમાંરે.
સમજે નહિ સારા સાર, નર કે નારીરે;
પુરિ પ્રગટ ન સમજે પેર, મારી તારીરે.
નજરે દીઠું ન્હોય સત્ય, કાનનું કાચુંરે;
તે લોક ભરાવે જેમ, માને સાચુંરે.
જો આવે ખાંપણ ખોડ, કજોડું થાશેરે;
તો આખી ઉમર બેય, દુખે રીબાસેરે.
સાચી પૂછે કોઇ પેર, બહાનાં કાઢેરે;
સંસારિ સુખ જાહેર, છાના માણેરે,

### પદ.

જંજાળી જીવડે, મુક્તિની જુગતી ન જાણી. એ રાગ

હો શાણા સજ્જનો, કદિએ કજોડું ન જોશો;
જો જોશો તો કોક દિવસ પણ, ખરી આબરૂ ખોશોરે; હો શાણા.
સુતા થકી છોટી વયનો વર, જોઇ વિવા જો કરશો;
તો જોબનની વખતે તેના, ખરા નિસાસા ધરશોરે. હો શાણા૦ ૧
વરકન્યાનો જો નહિ આવે, મિજાજ મલતે મલતો;
તો તે જોડાનો જનમારો, સુખમાં નથી નિકળતોરે. હો શાણા૦ ૨
નાની વયમાં જો વર કેરૂં, આવે આયુશ અંત;

---

રા. વકીલ કેશવલાલ મોતીલાલ કૃત કજોડા દુખ દર્શક નાટકમાંથી,

તો તે પુત્રીને લીધે છે, તમને કષ્ટ અનંતરે. હો શાણા૦ ૩
જો પ્યારી પુત્રી પરણાવી, વૃદ્ધ પુરૂષની સાથે;
તો તો પ્યાર ધરી પધરાવી, ભર્યા કુવામાં હાથેરે. હો શાણા૦ ૪
કુમળાં ફુલ કરમાતાં લાગે, કહો કેટલી વાર;
કરમાયાંની કેવી આશા, તે ખરતાં શી વારરે. હો શાણા૦ ૫
મિયાં કબરને જોગ બને ત્યાં, બિબી બને ઘર જોગ;
બિબી બિચારી જોબન વખતે, કહે કર્મના ભોગરે. હો શાણા૦ ૬
વર વિદ્વાન અને સદગુણી, કામની મહા કઠોર;
એ બેનો મળતો કયમ આવે, મિજાજ કોઇ ઠોર. હો શાણા૦ ૭
તેમજ શ્યામા સદગુણવાળી, વર વ્યસનીને ચોર;
એ બે ફેરા જાય અસુખમાં, ઉદાશિ આઠે પહોરરે. હો શાણા૦ ૮
નામ કજોડાનું જ્યાં કહિએ, વિશેષ ત્યાં વ્યભિચ્યાર;
અસત્ય આદિ પાપ ઘણાંનાં, પુંજ તણો નહિં પારરે. હો શાણા૦ ૯
જે માબાપ કજોડું કરશે, સુત કે સુતા વરાવી;
લોકિક લોકોત્તરમાં બેસે, કદી ન સુખમાં આવીરે. હો શાણા૦ ૧૦
એક રાયની કુંવરી સાથે, ગામડિયો લેઈ સાંધ્યો;
રમઝમ કરતી રંભા ભાળી, કહે બાપજી ખાધોરે. હોશાણા૦ ૧૧
મળતે મળતી જોડ મળે તો, નિશદીન સુખમાં મ્હાલે;
સ્વદેશ ઉન્નિત માટ કથ્યું છે, કવિ સુત મોહનલાલરે. હોશાણા૦ ૧૨



## ઈચ્છાવર પસંદ કરી તેથી પ્રીતી કરવા વીશે

(એક કુમારિકા પોતાની સખીને કહેછે)

### લાવણી.

મેં સખી દિઠો છે આજ પ્રીતીની રીતી,
કોઇ સજન[1] મળે તો કરૂં, સાચિ હું પ્રીતિ. ટેક

---

૧ સજન—સાજના આ શબ્દો કુલટા અને લફંગા વ્યભિચારીયોને લબાડી આવી લાવણીયોને હલકી ગણાવેછે પણ તેઓ તો દુર્જનોછે. ખરો અર્થ સારા માણુસ થાયછે.

જ્યમ પતંગ કેરી દોર, *કિશોરા હાથે;
ત્યમ બાંધુ મારો જીવ, જીવની સાથે;
જ્યમ નચવ્યો નાચે નાગ, મોરલી નાદે;
વશ વરતું તેવી રીત, સજનથી જ્યાદે;
હું નિરખીશ તેની નિત્ય, નેહથી નીતિ. કો૦ ૧
જ્યમ સિતા અને શ્રીરામ, કૃષ્ણ રૂકમણિજી;
જ્યમ કહુ રતિને કામ, ઉષા અનિરૂધજી;
જ્યમ દમયંતિ નળરાય, સજોડાં પાંચે;
તે પેખી પરસ્પર પ્રેમ, હ્રદયમાં રાચે;
હું તેવી બાંધુ પ્રીતિ, અથથિ તે ઇતિ. કો૦ ૨
નહિ સજ્જન શિર શિગડાં, કશી નિશાની;
સદગુણ ભર્યા સાજના, હોય દિલજાની;
પ્રીતિમાં એવા લીન, કલ્પા નવ જાણે;
અલિ[૨] મન પ્રીતિ પાશમાં, આવિ બંધાએ;
હું તેવી બાંધું પ્રીતિ, શંભારે ક્ષિતિ[૩]. કો૦ ૩
સજ્જન હઇયાનો હાર, નથનિનું મોતી;
ધન દોલત સજ્જન પાસ, નથી હું જોતી;
દુખમાં તે આગળ હોય, સુખમાં પુંઠે;
હું અહર[૧]નીશા દેખતી, સજનને દીઠે;
મુંકીં મેં માબાપની, ભાઇની ભીતી; કો૦ ૪
સજ્જનની સોબત થકી, ભૂખ સઉ ભાગે;
સજ્જન વિયોગે વપૂ, પ્રાણને ત્યાગે;
સજ્જન આયુનો દોર, અરે ઓ એની;
છે જીવનનો આધાર, પ્રીતડી જેની;
મન મોહન સજ્જન મળે, જગતને જીતી; કો૦ ૫

## દોહરો.

ઉલટો માશુક આશકિ, એનો ન કરો અર્થ;

---

* છોકરા. ૨ ભમરો. ૩ પૃથ્વિ. ૧ રાત દિવસ.

એતો નિજ અર્ધાંગના, વિપરિત અર્થ ²વિયર્થ.



## પુરૂષે અને સ્ત્રીએ ઇચ્છાવર પસંદ કરતાં એકની ખુદરતી પ્રેમનો જુસ્સો બીજા તરફ ઉસ્કેરાય પણ જો તે બીજાનો પ્રેમનો જુસ્સો તેના ઉપર ન હોય તો ખુદરત ઊત્પન થયેલાં જુસ્સાથી તેણે ઠગાઇ ન જવા વિષે.

(એવી પ્રિતી એક અંગી કહેવાય છે.)

### રાગ પદ હોરી

પ્રીતિ કરની નહિ એક અંગી;
એક ચહાત રૂ અન્ય ન ચાહત, સોસબ પ્રીતિ હૈ નંગી; પ્રિતિ૦
મીનકુ મોહ પ્રગટ ભયો મનમે, નિકકે મન નહિ ભાયો;
તન તલફત મિન નિર કહત જબ, વ્યર્થ સોજિય ગુમાયો; પ્રિ૦ ૧
દીપકસંગ પતંગકી પ્રિતિ, જ્યોતસેં જાન પ્રજાર્યો;
મિલબો પતંગકો દીપકસેંયહ, કાહુન કારજ સાર્યો; પ્રિતી. ૨
ચાતક ચાહત મેઘ મલારન, મેઘ ન ચાતક ચ્હાયો;
આયો ¹અશ્રુ નિજદો અખિયનમે, મેઘ મલાર ન આયો પ્રિ૦ ૩
મનમોહન જર જાઓ એકંગી, પ્રીતિનો પ્રેમ નિપાયો;
જુગલ જ્યુહિ સિતારામકી² પ્રીતિ, સત્ય કહે જશ ગાયો; પ્રિ૦ ૪

---

૨ વ્યર્થ—આશના—જેમાં તમામ જાતની આશાઓ સમાયલી છે તે અને માશિક એવા કીંમતી નામો વિષયી નઠારી કુલટા અને વ્યભિચ્યારણી સ્ત્રીને લગાડે છે, પણ તે ફોકટ છે, ખરી આશના માશુક એ સ્વક્રિયાજ છે.

૧ આંસુ. ૨ રાધાકૃષ્ણની પ્રીતિ મતલબ દિર્ઘ દ્રષ્ટિએ જોતાં નીતિ વિરૂધ હતી માટે સીતા અને રામની પ્રીતિનો દાખલો દીધો છે.

## એક પુરૂષે કોઈ કુમારિકાને પોતા સાથે લગ્ન કરવાની કરેલ માગણી પ્રેમ દર્શાવણી કેતકી અને ભમરાની અન્યોક્તિ

### પદ

વાંસલડી વાગીને હુતો જાગી. એ રાગ

ખાંતીલી કેતકી તું રહેજે ખટકે;
ભ્રમર ભોગી તુજ સારૂં વન વન ભટકે; ખાંતીલી૦ ટેક
ફરેછે વન વન જંગલ જોતો, રહેછે તુજ સારૂં નિશદિન રોતો;
વાટેને ઘાટે હિંડે છે વગોતો. ખાંતીલી૦ ૧
સુગંધી પુર્વમાં રહિ પસરાઈ. દિસેછે તેટલી પશ્ચિમ માંહી;
નથી ખાલી ઉત્તર દક્ષિણ કાંઇ. ખાંતીલી૦ ૨
ઝુકીછે ફરતી અનુપમ ઝાડી, ગરજના, ઘણિ અને થાયછે ધાડી,
આતો જો, ભ્રમરો છે ભારે અનાડી. ખાંતીલી૦ ૩
જાઈ જુઈ, ચંબેલિને તે નિહાળે,ભ્રાંતી ધરી ભ્રમરો ભમિભમી ભાળે;
નિસાસો નાખી અને પૂંઠ વાળે, ખાંતીલી૦ ૪
થયોછે, લેલીન પ્યારમાં તારા, કુદરતિ એને અવરતોછે ખારાં;
એના તુજ વિણુછે પ્રાણુ જનારા. ખાંતીલી૦ ૫
સ્વપ્નમાં, જંખના તારી કરેછે, આંખોએ અંધારી બાંધી ફરેછે,
ડરાવ્યો, ક્યાં કોઇનો તે ડરેછે. ખાંતીલી૦ ૬
કરેછે, કેતકી કેતકી મુખ, તજ્યાંછે નિંદ્રા તૃષા અને ભુખ;
સહેછે દેહમાં દારૂણુ દુઃખ. ખાંતીલી૦ ૭
જુએછે, રોપના રોપ તપાશી, રહેછે પાનનાં પાન વિકાશી;
ભુંડી તું ભીતર એનેછું ભાશી. ખાંતીલી૦ ૮
નથી જો બેસતો પળવાર બાઇ, મરેછે મનમાં ને મનમાં મુઝાઇ;
ગુંજારવ કરતો હીંડે બાગમાંઇ. ખાંતીલી૦ ૯
અતીચ્છા, એનેછે અંતરે પૂરિ, નથી જો હામ હઇયામાં અધુરી
બેઠી છે જાણુ દશા એની બુરી, ખાંતીલી૦ ૧૦
નહિં એ શત વર્ષ છોડશે કેડો. તજી માન બાઇ મર્યાદાથી તેડો;
છેવટ તો, ઝાહેર ઝાલશે છેડો. ખાંતીલી૦ ૧૧

પ્રગટ એ, પાંખતો ઢાળશો ત્યારે, મળિશ તું મનની માનીએનેજ્યારે
કહું શું મનમોહન મોંઢે મારે. ખાંતીલી૰ ૧૨



## પતિવ્રતા સ્ત્રીએ કરેલી પતિની સ્તુતિ

### ભુજંગી છંદ.

અહો નાથ હું હાથ જોડી પ્રણામું,
અહોનીશ હું શીશ નેહેથિ નામું;
તને જોઈ જોઇ રહું તાજિ તાજિ,
પ્રભુ રૂપ મારા વહાલા પિયાજી ૧
નહીં જાણુતી હું પિયા પ્રેમ તારો,
ગણી આપની તેં અહો પાણિ મારો;
કહી કહેવરાવી મને વાહવાજી, પ્રભુ રૂપ. ૨
સગામાં સગી તેં મને જાણિ કીધી,
મને તેં ગણી હેતુમાં હેતુ લીધી;
કહી પ્યારિ પ્યારિ મુખે બોલતાજી, પ્રભુ રૂપ. ૩
કહો કો હતાં માતને તાત મારાં
હતાં કો પિતા ભ્રાત કહોજી તમારાં.
કહો કોણ સબંધ શેની તમાજી, પ્રભુ રૂપ. ૪
કરીને મજુરી પરાધીન પોતે,
સહી માન નિર્માન સંકષ્ટ સોતે,
મને રાખિ રૂડી રિતે રાજિરાજી, પ્રભુ રૂપ. ૫
ભલાં ભોજનો આપિયાં મુખ ભાવ્યાં,
રૂડાં વસ્ત્ર દે લાડ લાખો લડાવ્યાં;
મુખે મેં કહ્યું તે કર્યું હાજિ હાજી, પ્રભુ રૂપ. ૬
કરી જ'પના સ્વપ્નમાં ચિત્ત મારી
વળી મારિ તેં વંશ વેલી વધારી;
ઉમંગે કરી આપ ઉછેરતાજી, પ્રભુ રૂપ. ૭
રહું રંગગાં ત્યાં સુધી રંગમાં તું,

મને દુઃખિ દેખી દુખીતો સદા તું;
સદા ઇચ્છતો તું મને સાજિ તાજી, પ્રભુ ૩૫. ૮
જુદારો ન રાખ્યો કશી ચુક કીધી,
ક્ષમાથિ ગણી રાંકડી માફિ દીધી;
સુ શિક્ષા દઇ રોજ સુધારતાજી, પ્રભુ ૩૫. ૯
અહો નીશ સાથે મને લેઈ ચાલ્યા,
વળી તેં ગણી પ્રાણ પ્યારી વહાલા,
નથી તુલ્ય તું કો થશે કે થયાજી. પ્રભુ ૩૫. ૧૦
તજી માતને તાત સંબંધ કાચો,
સગામાં સગો તો પતિ તુજ સાચો;
ન ભુલું ગુણો તુજ ભુલે બ્રહ્માજી. પ્રભુ ૩૫. ૧૧
છતાં તું મને જો પ્રભુ લે સંભાળી;
પુરી હું ઠરૂ ભામની ભાગ્યશાળી;
ભવોમાં કરૂં એટલા પ્રાર્થનાજી. પ્રભુ ૩૫. ૧૨

### દોહરો.

માત પિતા સ્ત્રી, સંતતી ભાઇ ભાંડુ ભલિ ભાત;
હળિ મળિને હેતે વસે, રહે હ્રદય રળિયાત. ૧
નિતિવાન નિર્મળ સહુ, સદા કરે સંતોષ;
હસતાં વીતે હરઘડી, રંચ મળે નહિં રોષ. ૨
દેખે દિવાળી દેવ પણ, વર્ષ વિષે એક વાર[૧]
સદન દિવાળી ત્યાં સદા, જ્યાં આનંદ અપાર, ૩



## દીવાળી વીશે

### ગરબી

મોહનજીએ મોકલ્યુરે મોસાળુ, એ રાગ.
દિવસ આજ દેખિયેરે દિવાળિ,

૧ દિવશ.

ભલો આનંદ ઉપજે છે ભાળી. દિવસ૦

ધન્ય આજ ઘડિ ધન્ય દહાડો,
ધન્ય રજની દિવશ મસવાડો[૨] દિવસ૦ ૧
ચાલો ચાલો સખી સહુ સાથે
ગરબી ગાઇએ તાળી પાડી હાથે. દિવસ૦ ૨
રૂડી ચંદની ચોકે બંધાવો,
હાંડી તખ્તા ઝુમર લટકાવો. દિવસ૦ ૩
રૂડા ઉમદા ગાલીચા અણાવો,
રૂડાં પાથરણાં પથરાવો. દિવસ૦ ૪
વાજે દુંદભિ ગાંધર્વ ગાય,
કરે નૃત્ય આવી અપ્સરાય. દિવસ૦ ૫
ફતે ફતેની વાણી ફેલાઈ,
ગયો અંગે ઉમંગ ઉભરાઈ. દિવસ૦ ૬
રૂડા જીતના વાવટા ફરકે,
જોઈ હેતુનાં કાળજાં હરખે. દિવસ૦ ૭
રોમાંચિત્ત તનુ સહુ થાય,
આજ આનંદ અધિકો જણાય. દિવસ૦ ૮
અમર વૃષ્ટિ કરે પુષ્પ કેરી;
થાય ભુંગળ નાદ ત્યાં ભેરી. દિવસ ૯
થાય નોબત બાદના ડંકા,
મુંછે મરડે વડા વીર વંકા. દિવસ૦ ૧૦
મોટા સાજન સાથ તેડાવો,
ટોડે ટોડે તોરણિયાં બંધાવો. દિવસ૦ ૧૧
સરદારોને શિરપાવ આપો,
બંધીવાનના બંધન કાપો. દિવસ૦ ૧૨
કવિ ભાટ ચારણ કરો ભેળા;
કરો કારીગરના મોટા મેળા. દિવસ૦ ૧૩
લખો લાખે સમાચાર લેખાં;

---

૨ મહિનો.

રૂડી ઊઘડી કર્મની રેખાં. દિવસ૦
જમો જમણ જમે જેમ જાન,
પ્રેમે વેંચિયે ફોફળ પાન. દિવસ૦
કરો આતસબાજીનો ગંજ,
સજો બાજી ગંજીફા સેતરંજ. દિવસ૦ ૧૬
કરે નાટિક નાટક ચોક,
લાખે લેખાં જોવા મળે લોક. દિવસ૦ ૧૭
રૂડાં ચીતરે ચિત્ર ચીતારા,
જોવા આવે ગગન તણા તારા. દિવસ૦ ૧૮
મોટા સુરવર મુનિવર તેડો,
પાર ઉતરે જેને તેજે બેડો[1]. દિવસ૦ ૧૯
કરો બહાર બંદુક તોપ કેરા,
દિસે પ્રફુલિત લોકના ચેરા. દિવસ૦ ૨૦
રૂડા ઉમદા પોષાક અણાવો,
મોઘા મોતીના હાર મંગાવો. દિવસ૦ ૨૧
હાથી ઘોડાને બગીયો હજારો,
સારાં સારાં વાહન શણગારો. દિવસ૦ ૨૨
બાગ બગીચા ને બેઠક વાડી;
તેમાં ખાસી ફૂલી ફુલવાડી. દિવસ૦ ૨૩
મોટાં મ્હેલ જરૂખાંને મેડી,
તેમાં બેસો કુટંબીને તેડી. દિવસ. ૨૪
ભરો મીજલશ મોટી સૌ ભાઇ;
જાણે વિવાથી અદકી વડાઇ. દિવસ૦ ૨૫
મોટા મેજને કોચ ખુરશિયો;
તેતો આવી અંતર મારે વશિયો. દિવસ૦ ૨૬
કરો ખુશબોમાં ગરકાવ સહુ;
બક્ષો ગોટા ગુલાબના બહુ. દિવસ૦ ૨૭
લળી લળી સહુને પાય લાગો;

---

1 નાવ.

હળીમળી પ્રભુ પાસે માગો. દિવસ૦ ૨૮
ગયું વર્ષ વિત્યું નિર્વિઘ્નને;
એવું આવતું આપજે અમને. દિવસ૦ ૨૯
મળ્યા મિત્રને પાછા મેળવજે;
રક્ષા રજની દિવસ સઉની કરજે. દિવસ૦ ૩૦
મોંહે માગ્યા તે મેઘ વરસજો;
આખી આલમ આબાદીમાં વસજો. દિવસ૦ ૩૧
રિધસિધ સદનમાં જામી;
રિઝે મનમોહન તણો સ્વામી. દિવશ૦ ૩૨



## દ્વિભાર્યા દુઃખ દર્શક અંગ.

### પદ.

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ. એ રાગ.
સર્જન થઇ સાવધાન, સમજો સર્જન થઇ સાવધાન;
મેળવો મહાસુખ દુખ દરિયામાં, ગ્રહણ કરી રૂડુ જ્ઞાન. સમજો
ગંગા પારવતિ શીવની શક્તિ, સતી ન કોઈ તે સમાન,
તેઓમાં પણ દ્વેષ થતો હતો, શિવે સેવ્યું સમશાન. સ૦ ૧
એકજ મ્યાનમાં બે તરવારો, જાણે અયોગ્ય જહાન;
એકડે એક અને બગડે બે; ગુરૂ પ્રથમ આપે જ્ઞાન. સ૦ ૨
વેર ને ઝેર, કુસંપ, ઇત્યાદિક, નેટ દુર્ગુણનું નિધાન;
ઝાઝાં મળે તેમ ઝાઝુ પ્રગટ થઇ, નિશદિન કરે નુકશાન. સ૦૩
કેકઇને કૌશલ્યાના દુઃખથી, દશરથના ગયા પ્રાણ;
રૂકમણીને સત્યભામાના દુઃખથી, હરિ થયા હેરાન. સ૦ ૪
એક સતી હોય તેતો પતિને, પૂજે પ્રભુના પ્રમાણ;
ઝાઝી વહુઓની સાસુની તો થાય, ઉકરડે મોકાણ. સ૦ ૫
રાંડી રૂએ અને માંડી રૂએ, રૂએ છાંડીએ સર્વ સમાન;
સાત ધણીવાળી મોં ન ઉઘાડે, હરદમ થાય હેરાન. સમજો. ૬
નથીરે નથી એમાં સ્વાદ કશો, નથી મોટાઇ કે એમાં માન;
વ્હાલામાં વ્હાલો જીવછે તેનું, જોતાં જોતાં થા જ્યાન. સમજો. ૭

# સોક્યના દુઃખ વિષે સોકયનો વિલાપ.

## રાગ વણઝારાનો.

અરેરે ઓ વ્હાલી માવડી, સોક્ય જોઈરે;
મારો ક્યાં ગયો બુજરગ બાપ, લગન લ્યો ન કોઇરે;
ક્યાં ગઇ શાણી સાહેલિયો, સોકય જોઈરે;
આવી પડી આપત્તિ અમાપ; લગન લ્યો ન કોઇરે૦ ૧
ગોર ગયો ક્યાં તે વૃખતનો, સોકય જોઇરે
હતો તે દિન કેવો ઉમંગ. લગન લ્યો ન કોઇરે.
ગીત મંગળ ગવાતાં હતાં, સોક્ય જોઇરે;
થતાં સ્મરણ તે સળગેછે અંગ, લગન લ્યો ન કોઇરે. ૨
મંડપ કેવો માંડયો હતો, સોકય જોઈરે;
જથા જોગ્ય કરિ જમણવાર. લગન લ્યો ન કોઇરે.
સગાં સબંધી તેડયાં હતાં, સોકય જોઇરે
ઉરૂ આનંદ સઉને અપાર; લગન લ્યો ન કોઈરે ૩.
વારી[1] સાટે ઘૃત વાવર્યાં, સોક્ય જોઇરે.
નાણું જેમ નદી તણું નીર. લગ્ન લ્યો ન કોઇરે.
આ સમે સ્મરણ તે થાય છે, સોકય જોઇરે.
તેમ દેખું ન દુઃખ નીધિ તીર; લગ્ન લ્યો ન કોઇરે. ૪
ઓ મારી વહાલી માવડી, સોકય જોઇરે.
માથે મેલી ચાલી હતી મોડ; લગ્ન લ્યો ન કોઇરે.
જામાત્ર ગઇ હતી પોંખવા, સોકય જોઇરે.
કેવા ત્યારે અંતર હશે કોડ; લગ્ન લ્યો ન કોઇરે. ૫
પગ હશે ધોયા જામાત્રના. સોકય જોઇરે.
જ્યારે ઓ મારા પ્યારા પિતાય; લગ્ન લ્યો ન કોઇરે.
ત્યારે તમને શો આનંદ હશે, સોકય જોઈરે.
હશી ત્યારે હશે વિધાતાય; લગ્ન લ્યો ન કોઈરે, ૬
હું જ્યારે હસતીતી નાથને, સોકય જોઇરે;

---

[1] પાણી.

ત્યારે હસતાં હશે મારાં કર્મ; લગ્ન લ્યો ન કોઇરે;
આ સમે મારૂં કોઈ નથી સોકય જોઇરે;
મારાં સોંઘાં થયાં હાડ ચર્મ; લગ્ન લ્યો ન કોઈરે, ૭
પાપી પિતાએ મને પરહરી, સોકય જોઇરે;
વેરી થઇ વાળ્યાં પૂર્વનાં વેર; લગ્ન લ્યો ન કોઇરે;
શોકયે વાળ્યાં વેર સામટાં; સોકય જોઇરે;
મને જીવવું તે લાગે ઝેર; લગ્ન લ્યો ન કોઇરે; ૮
ઘેર જઈને ત્યાં હું શું કરૂ, સોકય જોઈરે;
મારૂં વાલી વારસ નહી કોઇ, લગ્ન લ્યો ન કોઈરે.
ત્રાગ નથી જે તોડિયે, સોકય જોઇરે;
મરવું રીબાઇને રોઇ રોઇ. લગ્ન લ્યો ન કોઈરે. ૯
હત્યા તેની મારે શિર નથી. સોકય જોઇરે;
મારે શીર નહી તેનું પાપ; લગ્ન લ્યો ન કોઇરે,
દે સોકય ઉપર દીકરી, સોકય જોઈરે;
ભોગવે તે ભુંડાં માબાપ; લગ્ન લ્યો ન કોઇરે, ૧૦
નિશાશા તે પુત્રી તણા, સોકય જોઇરે;
તેને લાગશે અપરમપાર લગ્ન લ્યો ન કોઇરે;
સોકય ઉપર દેશે દીકરી, સોકય જોઈરે;
તેને પુછશે જગ કરતાર; લગ્ન લ્યો ન કોઈરે. ૧૧
કેશ ચુંટી માથાં કુટિયાં, સોકય જોઇરે,
રવિ ચાલતો અટકયો વ્યોમ; લગ્ન લ્યો ન જોઇરે;
પક્ષીની આંખે પાણી પડયાં, સોકય જોઇરે;
ખડાં થઇ ગયાં જમ તન રોમ; લગ્ન લ્યો ન કોઈરે ૧૨
દૈત્ય ન શકયા દેખી દુઃખ એ, સોકય જોઇરે;
માનવીની ત્યાં શી મગદુર. લગ્ન લ્યો ન કોઇરે;
વિલાપ શુણી વ્હેતા નીરનાં સોકય જોઇરે,
પળમાં ચાલતાં અટકયાં પૂર; લગ્ન લ્યો ન કોઇરે. ૧૩
ચરતી ગાયોએ ચારો તજ્યો; સોકય જોઇરે;
વનિતા તણો શુણિને વિલાપ, લગ્ન લ્યો ન કોઈરે;

ભયાનક કરૂણા રસ બે થયા, સોક્ય જોઇરે;
દિલ દોસ્તો કરો દરિઆફ; લગ્ન લ્યો ન કોઇરે. ૧૪
કહે જન્મતાં મુઇ હોતતો, સોક્ય જોઇરે;
મને આટલુ દુઃખ ન થાત; લગ્ન લ્યો ન કોઇરે.
શ્રીરામ કહિ પડિ પદ્મણી, સોક્ય જોઇરે;
અબળાએ કરી આત્મઘાત; લગ્ન લ્યો ન કોઈરે. ૧૫

### દોહરો

ચિતા થકી બહુ લક્ષધા; સોક તણો સંતાપ;
સોક ઉપર જે દે સુતા; મહા પાપી માબાપ. ૧૬

## ઓરમાન મા વિષે.

### નારાચ છંદ.

જરા ન સુખ સાંપડે સદૈવ જાય શોકમાં,
કુડાં ચઢાવિ આળને કરે ફજેત લોકમાં;
પિતા કને કથા કરે અથાક ઝેર આણિને,
વદો વધુ ન વાક્ય માત ઓરમાન જાણિને. ૧
કદાપિ લોક લાજથી બહુ ખુશીથિ બોલશે,
તથાપિ તેવિ વાંછના કદાપિ કોક[1] વાંછશે;
સલાહ રાખવી સદા પરાઇ મા પિછાણિને,
વદો વધુ ન વાક્ય માત ઓરમાન જાણિને. ૨
છિડાં[2] પડેજ છીંકતાં ચિતે સદા ચિડાસ તે,
ખરાં મળે ચઢાવનાર તો વધુ ખિજાય તે;
પછી પિતા કને કહે વિશેષ એ વખાણિને,
વદો વધુ ન વાક્ય માત ઓરમાન જાણિને. ૩

---

૧ અમદાવાદમાં ઘેલાભાઇ વકીલ હતા તેમનાં પ્રથમ નાં સ્ત્રીને હું મારી કહેતો તે સ્વભાવનાં એવાં ભલાં હતાં કે પોતાની સોક્ય કાશીબાઇનાં છોકરાંને પોતે પોતાનાં બ ચ્ચાંથી અધીક ગણતી. પણ એવા દાખલા જવલ્લેજ જો વામાં આવેછે. ૨ આ દુખથી કંટાળીને અમદાવાદમાં તળીયાની પોળની એક શ્રાવકની દીકરી આરજા થઈ હતી ને તે વાત મારા પિતાએ બુદ્ધિપ્રકાશમાં લખી હતી.

કદાપિ ક્રોધ જો કરે લડેજ સાથ બાળની,
અથાગ ક્રુર થાય જેવી ઝાળ હોય કાળની;
પિતાન વાત માનશે પ્રજાતણી પ્રમાણિને,
વદો વધુ ન વાક્ય માત ઓરમાન જાણિને. ૪
કદાપિ કૈ પ્રકારના પ્રસાદ લાવિ પીરસ્યા,
તથાપિ તેહને ઉરે અધીક હોય ઈરષા;
નઠાજ નિર્ખતી હશે અધીક આંખ તાણિને,
વદો વધુ ન વાક્ય માત ઓરમાન જાણિને. ૫

## એક પતિવ્રત વિષે.

### દોહરો.

સંસારે સુખ પામવા, ઇચ્છો જો નિજ ઉર;
એકજ પતિવ્રત ધરો, દુગ્ધાઓ કરિ દૂર.

### સવૈયો.

એકજ પત્નિ પતિ પણ એક, પરસ્પર પ્રેમ રહ્યા ખુબ પામી;
ભિન્ન ન ધર્મ નહિં ભિન કર્મ, મળે ભિન શર્મ ન સ્વામિનિ[१] સ્વામી;
જોડ દ્રષ્ટાંત ન ખોળિ જડે, ખચિતે ન મળે કશિ વાતની ખામી;
અંતર એક નહીં તિલ અંતર[२], એક સ્મરે ગળિ અંતર જામી.

### દોહરો.

પ્રેમ પ્રથમ વરણ્યો પરમ, મધ્યમ સુણજો મિત્ર;
પતિ પત્નિનો પ્રેમ એ, પૂરણ કહું પવિત્ર.



## ચતુર સ્ત્રીનાં લક્ષણ.

### ભુજંગી છંદ.

પતિથીજ પ્રીતિ કદીનાજ છોડે, પતિથી રમે કામની પૂર્ણ કોડે;
સજે વસ્ત્ર સારાં ભજે દેવ ભાવે, કહું મોહને ડાઇ દારા કહાવે. ૧
પતિને ગણે પ્રેમદા પૂર્ણ પ્યારો, ગણે જીવને એક વેળા જનારો;
પતિને પુરા પ્રેમનું પાણિ પાવે, કહું મોહને૦ ૨
રહે સાસરે પાય નારી ટકાવી, હશે નાથના દિલમાં તેહ ભાવી;
પુરી પ્રીતિનું બીજ તે નાર વાવે, કહું મોહને૦ ૩

તજે ટેવ કુડી રૂડી ચાલ ચાલી, ગણે કંથ ગોરી કદી હોય કાળી;
તજી આપનું દ્વાર ના અન્ય જાવે, કહ્યું મોહને૦ ૪
ગણિ સ્વામિને દેવ શેવા કરેજે, તરી પાર તે ઉતરે છે સહેજે;
પતિ ×મોર તે ના કરે ભક્ષ ભાવે, કહ્યું મોહને૦ ૫

### શિક્ષા.

જુઓ જાનકી માતને તાત છોડી, પતિ સંગ પ્રોઢી પુરી પ્રીતિ જોડી.
મહા વંનમાં રાય સાથે સિધાવી, તમે નાથને તેમ લેજો રિઝાવી. ૧
વળી વૈદ્રભી રાજ્ય છોડી પિતાનું, વિસારી ઉરેથી મહા હેત માનું;
પતિ સંગ ચાલી પુરો પ્યાર લાવી, તમે નાથને૦ ૨
બિજી દ્રૌપદી સંચરી નાથ સાથે, ખમ્યાં નાથ જોડે મહા કષ્ટ માથે
સતી કોણ એના સમી અન્ય થાવી, તમે નાથને૦ ૩



## સ્ત્રી પુરૂષના પ્રેમ વિશે.

( સારસાં પ્રત્યે અન્યોક્તિ. )

### પદ.

વાંસલડી વાગીને હું તો જાગી. એ રાગ.

સારસડાં પ્રેમ તો જોયો મેં તમમાં,
નથી એ વર્ણવા શક્તિ અમમાં, સારસડાં. ટેક.
અવાચક પ્રાણી અનાથ છો પોતે, મરણ કદી એકતણું થાય જોતે;
તજો પ્રાણ જે પછી એક રહો તે, સારસડાં૦ ૧
અકલતો પ્રભુ એછે પ્રેરણા પેરી, નથી ગતિ જ્ઞાન કે વિજ્ઞાન કરી;
તથાપી છે પ્રેમની ફાંસી ઘણેરી, સારસડાં૦ ૨
પંખીની પંક્તિ થકી નથી બ્હાર, શિકારી શત ફરે કરવા શિકાર;
મરણનો ભય માથે લાખ પ્રકાર, સારસડાં૦ ૩
દિસોછો જોડે સજોડેથી ફરતાં, ઇચ્છાએ પરસ્પરની અનુસરતાં;
અત્યુત્તમ, લાગોછો માનવી કરતાં; સારસડાં૦ ૪

---

× પહેલી.

દિશે જે નર જાય તે દિશે નારી, વળે જ્યાં નારી ત્યાં પુરૂષ પછાડી;
પુરી છે પ્રેમની તમમાં કટારી. સારસડાં૦ ૫

ચારો તો વનમાં કરો ચેતી ચેતી, બહુ તો બીક આવે મન રહેતી;
ચાંચો તોય સ્નેહે દિસે લેતી દેતી. સારસડાં૦ ૬
પડે જો એક વિખૂટું બીજાથી. ખસે તે તિલભર દૂર ન ત્યાંથી;
બીજું તો ન્હોય જિવતું ગયું જ્યાંથી, સાસરડાં૦ ૭
શિકારી એનો શિકાર ન કરશો, કર્યો તો રૈરવ નર્કમાં પડશો;
સજોડું એવું સુખી જો સંહરશો. સારસડાં૦ ૮
ભલામણ એટલી હું દઇશ ભાઈ, સજોડે માણો જુગોજુગ માંહ્ય;
છઈયે મન મોહન કહે હરખાઇ, સારસડાં૦ ૯



## મોહની સ્વરૂપ.

### દોહરો.

નીતીથી નિજ નારીને, જુએ મોહની રૂપ;
તોતે પર બહુ રાજી રહે, કોટિ ભુવનનો ભુપ.

**એક વિયોગી પુરૂષે પોતાની પ્રિય સ્ત્રી પાછળ બતાવેલો પ્યાર વિલાપમાં પોતાની સ્ત્રી તરફ પુરૂષે કેવી મમતા રાખવી તે દરશાવા દાખલ કર્યો છે.**

### લાવણી.

વાહ! વાહ! પ્યારિ રંગીલી, લ્હેરિ શોખિલી, વ્હાલભરિ વા! વા!
મને મરતો બચાવા આવ, પ્રેમ રસ પાવા. ટેક.
પણ શું આ, આશું અરરર, થાય તન થરરર, કમકમાટી.
થઇ તપી અધિક જો મારિ થડકતી છાતી;
પ્યારી પ્રગટયો રતિ[1]રાય. કલ્યો નવ જાય; આવિ તું જોને;
એક પલક કલપ[2] સમ જાય કહું દુખ કોને;

---

૧ કામ. ૨ વર્ષ.

મુજ રૂધિર અરે અટવાય, જાઉ કયાં દોડી;
મુજ હૃદય બળીને થાય, ધિખ્પતી રાખોડી;
બહુ ભડકા તેના બળે, કાળજુ કાંપે;
સ્નેહાલીંગન દેઇ કોણ, ઉરશું ચાંપે;
તુજ માથા કેરા કેશ, શેષની ફેણા;
રે રોકયાં નથિ રહેતાં, માહરાં નેણાં;
જાણેરે ડસ્યો હોય રખે, મને તે મુખે વ્યાળ વિષધારી;
ઇન્નમી ઉતારન અવર, તું વિણુ નથિ પ્યારી; વાહ ! વાહ ! ૧
તુજ ચાક અને ગોફણો, કાળજા તણો ઘાવ મારે છે;
સેંથે પુર્યું શિંદુર, ખુબ ખીલે છે;
વળિ મર્દન અતર ફુલેલ, મ્હેંકિ રહેલ, આછિ તનસાડી;
તે જોઇ કરતિ નથિ કહ્યું, આંખરે મારી;
છે ભાળ વિશાળ તુજ તણું, ચોખ્ખું ચોઢણું, દામણી લળકે
ટિલડીનો તેવો તાલ, ચંદ્ર જ્યમ ચળકે;
છે ભ્રમરો બાણુ કમાન, તે બાણાવળિની,
આંજેલ અણિયાળી, આંખ, કાળિ પુતળિની;
છે નાશિક [5]કિરની ચાંચ; જડાઉ મહિંવાળી;
છે કનક કરણફુલ કાન, મુખની લાલી;
મુખ સરદ પુનમનો ચંદ, હોઠ પરવાળાં;
છે દંતુ દાડમ કળી, કંઠ કોકીલા;
છે મૃદુ હાસ્ય, સ્તન ભાસ, ખીલતાં કમળ;
કે અમર લોકના આમ્ર[1], તણાંએ ફળ, વાહ! વાહ! ૨
કે શીખર મંદિર કામ, કે શાળીગ્રામ કે કામના [2]ગીદુ;
મુખ ઝરતાં અમૃત વેણ, સુધાના બીંદુ;
કાળી અતલસની ચોળિ, કરે કલ્લોલ, મોરને મેના;
જાણે વન જોબન ખિલ્યું નવ જોબના;
વળિ તેપર ચંદનહાર, તુશીનો બ્હાર, જુમણાં ઝળકે;
ખુબ કનક તણી કંઠિયો ઉરપર લળકે;

---

૩ લોહિ. ૪ અર્જુન. ૫ પોપટ. ૧ આંબો. ૨ દડો.

તે જોઇ સતાવે [૩]માર, મને રે હેલી;
તુજ હાથ હાથિની સુંઢ, કમળ હાથેળી;
બાંહ્ય બાજુબંધ, બેરખી, ઘુઘરિ, વાંકડાં,
મણિ બંધે ચંદન ચુડી, છંદ સાંકળાં;
છે સુવર્ણમય વિંટીયો, દશે આંગળિયે;
ગંડસ્થળ[૪]પર લટ છુટી, શ્રૃંગાર શિરમણિએ;
નહિ નહિ નખ હીરાકણી, બણી નાગણી, રોમા વળિ રૂડી;
મુખ નાભિ કમળમાં મુકિ, પીતિ રસ ઉંડી; વાહ!વાહ! ૩
છે કટી કેશરી લંક, કદળિના સ્થંભ, દોય જંઘા છે;
છે પેટ કમળનું પાન, રમણ્ય રંભા છે;
શુભ કોમળ તારૂં શરીર. કામ મંદીર; મોહના રાણી,
રસ શ્રૃંગારની મૂરતી, રૂપ નિધાની;
તે હુંથિ જોવાતી નથી, કહું શું કથી, દેખતો દીઠે;
આગુદિઠે આંધળો ભીંત, ભમું તુજ પુઠે,
છે ચરણાભુષણ સજ્યાં, ઝમકતાં ઝાંઝર;
કડલાં કાંબી, બીંછુવા, ઘાઘરે ઘુઘર;
જ્યમ મદોન્મત હાથણી, કનકની વેલી;
અપ્સરા ઇંદ્ર ઘર તણી, ગણુતિ કોણુહેલી,
છે ચતુરાં તારી ચાલ, હંસને હરવે;
જોબન મદ ઘેલી ગોરી, હિંડતી ગરવે;
જ્યમ ચંદ્ર અને ચકોર, ચતુર ચિત ચોર, દયા દિલ લાવી;
જગમીન કમળ રવિ તેમ, પ્યારિ મળ આવી; વાહ! વાહ! ૪
મને તારૂં અહોનિશ રટણ, આઠ પ્હોર અટણ, જાય નિર્ગમત;
માબાપ ભાઇ ભાંડરૂં, મને નથિ ગમતાં;
તે વાતે તારા સંમ, બોલ નવ કેમ, ચેન નથિ પડતું;
આ સ્વપ્ન હશે કે સત્ય; ખરૂં જે કહેતું;
માટે હે પ્યારી ચાલ, નિર્ગમ કાળ, કરછ તું જ્યમ જ્યમ;
મને વિરહ વ્યાધિ વેદના, કરે છે સમ સમ;

---

૩ કામ. ૪ લમણો.

મારે ધન માલ કે કશું, ધામ નવ જોયે;
હું મારા જિવનો ઓર, નથીજ સગો એ;
મારે ખપ તારો એક, રહે તું અમ્મર;
હું માગું તારી સાથ, માહરી ઉમર;
તારૂં જ્યાં પડશે થુંક, માહરૂં લોહી;
મારૂં શિશ આપીશ પ્રથમ; માગશે કોઇ,
ઇશ્વર રાખે આબાદ, સુઆશિર્વાદ, રંગ રશીલી,
હું મનને મોહન પ્યારિ, છબીલિ અલબેલી; વાહ ! વાહ ! ૫

—— ❧ ——

# પતી વિરહ વિશે.

## દોહરો.

દુઃખ એજ દુનિયાં કહું, સાગર એ સંસાર;
વિવિધ ભાતિશું વર્ણવું, પામે શેષ ન પાર. ૧

## સોરઠો.

જર, જશ કેરાં જાણ, વપુ વ્યાધીને વિરહ દુખ;
પાંચમું કષ્ટ પ્રમાણ, પેટ અને પરિવારનું.

—— ❧ ——

# વિરહ દુખ.

## એક સ્રીએ પોતાની સખીને કહેલી કર્મની કાણી.

## હોરી.

સખિયો શુણો કર્મની કાણી. ટેક.
કંથ સિધાવશે પંથ પ્રભાતે, આપે હતી હું અજાણી;
વાત ઉચારી પ્રભાત સમે એ, એ ઠગથી હું ઠગાણી;
વળી એક લાજે લજાણી, સખિયો. ૧
પિયુ જશે પરદેશ શુણીને, પાંપણે આવિયાં પાણી;
સજજ કરેલ જ્યાં સામગ્રિ દીઠી, વદિ ન શકી કશી વાણી;

શયન ગ્રહમાં જઈ સંતાણી, સખિયો. ૨
તોપણુ કઇ કઇ દ્રષ્ટાંત દઇએ, ઠગે ઠગી હું ઠગાણી;
પંદર દિનમાં વળિશ કહે પ્રીતમ, વાત મેં સાચી પ્રમાણી;
અંતર ગત મેં નહિ જાણી. સખિયો. ૩
સાચી સગાઇ અહીં પરણ્યાની, જુઠી બિજાની જણાણી;
તે પરણ્યો પરદેશ સિધાવ્યો, તૃણવત જાઉ તણાણી;
રૂચે નહિ અન્ન કે પાણી, સખિયો, ૪
મન મોહન મહા વિરહની પીડા, જેવીને તેવી જણાણી;
સંસાર એક સ્વામી વિના સૂનો, શોષમાં જાઉ સુકાણી;
જાણે શુ જતરડામાં તાણી, સખિયો. ૫



## પતિને લખેલો પત્ર

### હોરી-

### (૨)

કેમ કઠણ થયા પ્રાણ પ્યારા. ટેક.
ફાગ રમે નર નાર અન્યો અન્ય, ફાગણના શા ઉધારા;
એને સમે કેમ કઠણ થયાછો, દેશના છોડી કિનારા;
રહ્યાં કેમ મનડાં તમારાં. કેમ. ૧
નિત્ય રસોઇ કરૂં મન માનતિ, બેશી રહું વાટ તારા;
સાસૂ કહે કેમ વહુ છો ઉદાશી, ઉત્તર શો દઉ પ્યારા;
હવે આવજો સમ મારા, કેમ૦ ૨
ફાગણિયાં ફુઇ પહેરી ફરે, એતો એવાં લાગે જે અંગારા;
મંદિર અંદર અંતર મારૂં, ભડકે બળે ભભકારા.
કહો કેમ વહાલા વિસાર્યાં. કેમ૦ ૩
વાંચી આ કાગળ વ્હેલા પધારજો, પરદેશથી સ્વામી સારા;
જાયછે એક ઘડી જુગ જેવી, નહિ આવોજો પિયુ મારા;
નકી પ્રાણ મારા જનારા. કેમ૦ ૪



## પત્ર વાંચી પતિએ જણાવેલો પ્રેમ.

### રોળાવૃત.

અહો *કૃપાનાસિંધુ, કૃપા તેં જબરી કીધી;
રાંક હાથ તેં રત્નx, તણી બક્ષીસજ દીધી,
શું જાગું છું અરે, ખરે નિદ્રામાં સુતો;
શું આ સ્વપ્નું હશે, દિવાનો શું નહિ હું તો. ૧
શું પ્યારીનો પત્ર પ્રેમ, રસ પૂરણ ભરિયો;
એતો શું નહિ હશે, સ્નેહ જળ ભરિયો દરિયો;
આ શું અક્ષર હશે, હશે મોતીના દાણા;
પણ પ્રગટયો સંદેહ, શંક ભાગી કો શાણા ૨
સૌ કહે ક્ષાર સમુદ્ર, ગહા આતો છે મીઠો;
અરે અચંબો એજ દિસે જોતામાં દીઠો;
વળિ વળિ કરે વિચાર, એક રસ્તો તો જડિયો;
ક્ષાર ખરો પણ મધુર; નારિ સ્પર્શે નિવડિયો. ૩
પદ્મણિ પ્રેમદા એહ, ૧પડયોશ્રમ જળશ્રમ કરતાં;
મીઠો થયો સમુદ્ર, મોતી પાક્યાં તે વળતાં;
એતો સર્વે સત્ય, તથાપિ વહેમ રહેછે;
સમુદ્ર શું વંચાય, કથન એ કોણ કહેછે. ૪
કાંક કપટ એ માંહિ, ચતુરાં ચરિત્ર કીધું;
કાગળ નિધિનો કરી, ચિત્ત મારૂં હરિ લીધું;.
અરે સુમૃગ લોચની, જંત્ર મંતરમાં પૂરી;
ભુલ્યો તનમન ભાન, બહુ વિધિ થઇ ગતિ બુરી. ૫



## વિયોગ ભાગવા પ્રેમના આવેશમાં પતિએ કરેલી પ્રાર્થના.

### પદ

વનચર વિરા વધામણી. એ રાગ

અરેરે આ કરતર કોપ શો? કૃપા તજિ લાગ્યો કરવા;

---

* પ્રભુ. x સ્ત્રીરત્ન. ૧ પરસેવો.

આપ પોતે પ્રજાપાળ થઈ, લાગ્યો પ્રજા સંહરવા; અરેરે
કીડીને કણ, હારો હાથીને, પુરે પરમ દયાળું;
ઐશ્વર્યતામાં ઉભો રહી, કૃપા કરછ કૃપાળું; અરેરે૦ ૧
પશુ, પક્ષિ, માનવ આદિ જે, ઘણી જાતના પ્રાણી;
આઠ પ્રહર તારે આશરે, હોય રંક કે રાણી. અરેરે૦ ૨
સબળ નબળ તારે શરણછે. તેની પીડ લે જાણી;
છોરૂને છેહ દેવો નાઘટે, શાણા સારંગ પાણી. અરેરે ૩
પૂત કપુત કદી નીપજે, પણ માત પિતા એ;
તેમ થવું ઘટતું નથીં; કહ્યું શાસ્ત્ર અધ્યાયે; અરેરે૦ ૪
માત કહું તોય તુંજછું; તાત કહું તોય તુંછું;
ક્ષમા રાખી કર માફ તું, તારો બાળક હુંછું. અરેરે૦ ૫
તારૂં અજાણ્યું કશું નથી, તુંછું અંતરજામી;
યોગ્ય લાગે તેજ કર હવે, તને કહું શિરનામી. અરેરે૦ ૬

—※—

# व्याभिच्यार निषेधक गरबावळी.

## મંગળા ચરણ

### ગરબી.

ધોલકામાં ધર્મશી ફુલતો, મેઘા ડંબર ગાજે. એ રાગ.
આદે સ્મરૂ માતા સરસ્વતિ, લાગું ગણપતિ પાય;
ભક્તાધીનછો ભગવતિ, સદા કરજો સહાય. ૧
પીંગલ પંથ જાણું નહિં, રૂડા જાણું ન રાગ;
રસનાએ માજી વાસો રહી; આપો જ્ઞાન અથાગ. ૨
બ્રહ્માએ આપ પ્રતાપથી; ચાર વેદ બનાવ્યા;
વ્યાસે અઢાર પૂરાણને, સ્મૃતિ સુત્ર રચાવ્યાં. ૩
લાજ શરમ માજી આપને; કહેવા માત્ર તો હુંછું;
જેવિ મતી આપશો મને, તેમ તેતું લખુછું. ૪
ગિરજાનંદન ગણ નાયક, સિદ્ધિ બુદ્ધીના સ્વામિ;
દેવ સદા સુખ દાયક, છોજી મુષક ગામી. ૫

વિઘ્ન હરણ કરૂણા કરો; આવ્યો શરણ તમારે;
ફાવે તેવી ફરશી ધરો, ચડો દાસની વારે. ૬
મનમોહન કરે વિનતિ, શુણો ગણપતિ દેવા;
લાજ શરમ તમને અતી, મારે નહિ લેવા દેવા. ૭

---

## મોહ જાળ વિષે.

### ગરબી

જુઓ જુઓ આ જાળપ્યો જોઈહો સાંભળો સાહેલી;
તેમાં છુટા નથી જન કોઈ હો સાંભળો સાહેલી ૧
મોહ ફંદમાં જેહ ફસાણા હો સાંભળો સાહેલી;
તેમાં કોણ રાંકને કોણ રાણા હો સાંભળો સાહેલી. ૨
પડયા જઈને છપનમે પાને હો સાંભળો સાહેલી;
પામ્યા નિકળવા ન નિદાને હો સાંભળો સાહેલી. ૩
વય આખી ગઈ એમ વ્યર્થ હો સાંભળો સાહેલી;
એમાં આખર સર્યો નહિ અર્થ હો સાંભળો સાહેલી. ૪
એતો જાળછે અંધારી અતીશે હો સાંભળો સાહેલી;
એમાં દહાડોકે રાત નહિ દીસે હો સાંભળો સાહેલી. ૫
કોણ સગાં સનેહિ બેન બેટી હો સાંભળો સાહેલી;
જેને આરોગવિ ચીજ એઠી હો સાંભળો સાહેલી. ૬
છેક વાત રહે નહિ છાની હો સાંભળો સાહેલી;
મનમોહનની શીખ લ્યો માની હો સાંભળો સાહેલી. ૭

---

## કામદેવના જોર વિષે.

### ગરબી.

મધવા મ્હોસે પિયો ન જાય. એ રાગ.

કામદેવ કોઇથી જીત્યો ન જાય;
જીત્યો ન જાય કે ઝાલ્યો ન જાય; કામદેવ૦ ટેક
બ્રહ્મા; શેષ, મહેશ, સનકાદિક;

નળ પાંડવ ત્યાં કોણ ગણાય. કામદેવ૦ ૧
નારદ, સારદ, વ્યાસ મુની કોણ;
ગણ નાયક જ્યાં ગોથાં ખાય. કામદેવ૦ ૨
ચંદ્ર સુરજ ને બ્રહસ્પતિ સઉ;
અહલ્યા તારા કરે તોબાય; કામદેવ૦ ૩
ઇંદ્રાદિક પણ હારી છુટયા;
રંચ ન જીત્યો રાવણ રાય; કામદેવ૦ ૪
મનમોહન મહાદેવ ન જીત્યા;
બીજાની તો શી ગતિ થાય; કામદેવ૦ ૫



## ઉતસાહના દહાડામાં વ્યભિચારીની સ્ત્રીની દીલગીરી વિષે,

### ગરબી.

ઓધવજી સંદેશો કહેજો સ્વામને;
એ ટાણે દુખિ લલના લંપટ લાલની ટેક.
કાતિક શુદ પડવેએ પ્રમદા ટળવળે,
મા મારિ શુણ દીકરિનો પોકારજો;
અનકુટને ઉત્સંવરે અતિ રળિમણા;
નાવલિયો જઈને માણે પરનારજો. એ ટાણે૦ ૧
દેવ દીવાળી સુદ અગિઆરશ ઓપતિ;
દુંદભી વાજે દેવ તણે દરબારજો;
દર્શન કરવા દોડે કોડે દંપતી;
હું એકલિ અબળા ન મળે આધારજો. એ ટાણે. ૨
ઉતરાયન સૂરજ ઉત્તરમાં આદરે;
પરમ શીતનો મહિનો આવ્યો પોષજો;
મહા સુદ પાંચમ કહિએ વસંત પંચમી;
કરમ કરે ત્યાં દઇએ કેને દોષજો. એ ટાણે૦ ૩
ફાગણ મહિને હોળી આવી ફાલતી;

ધુલ પડવે તે ધુળ પડયો અવતારજો;
ફાગ શુણી કલ્લેજુ ફાટી જાય છે,
રસિયા સંગ રમે રંગીલી નારજો. એ ટાણે૦ ૪
દીવાસો વદિ અમાંસ માસ અષાઢનો,
વળતિ આવ્યો શ્રાવણિયો સરદારજો;
નાગ પંચમી રાંધણછઠ રળિઆમણી;
×શિળ સાતમનો મહિમા અપરંમપારજો. એ ટાણે૦ ૫
નર બીજા ચઉટેથી આવે ચાલતા,
હસતાં રમતાં બાળક સામાં ધાયજો;
એવારે દિવસના મુજને ઓરતા,
પરણ્યો મારો પરઘેર રમવા જાયજો. એ ટાણે૦ ૬
બળેવ આવી રંડા મુજને બાળતી;
વળી પચુશણ પૃથ્વીમાં પ્રખ્યાતજો;
આશો શુદિ દશમ દશરા નવરાતરી;
માણકઠારી ચંદનિ ફરી રાતજો. એ ટાણે૦ ૭
બણી ઠણી સ્યામા સિધાવે સાસરે,
શણગરાઇ સઉ ગોરી ગરબા ગાયજો;
લેરખડી પતિ સાંમું જોઇ લટકાં કરે,
ભડભડ લાગે ભાળી ભીતર લાયજો. એ ટાણે૦ ૮
ધનતેરશ, કાળી ચૌદશ, દીપાવળી,
સદાય મારે રંડાપાનો શોકજો;
મનમોહન હીંચે હીંડાળે દંપતી,
રમે જમેને સુખ માણે સઉ લોકજો. એ ટાણે૦ ૯

## વ્યભીચારીની સ્રીનો વીલાપ

### ગરબી

મા આરાસૂરની વાવે જો. એ રાગ.

મા કયા જનમના પાપે જો, મા દીધી મારે બાપેજો;

---

× કેટલીક નાતોમાં શ્રાવણ શુદમાં શીતળ શાતમ થાય છે.

મા વેરણ થઇ તું લાગીજો, મા ભવની પીડા જાગીજો. ૧
મા મુજને તેં શિદ જાઇજો, મા ગળથુથી શિદ પાઇજો;
મા શિદ ન હળાહળ દીધાંજો, મા મોટાં શીદને કીધાંજો. ૨
મા બળતી ચ્હેમાં ઘાલીજો, મા અભાગિઆને આલીજો;
મા પીપળીયો વર રૂડોજો, મા પરસ્ત્રી લંપટ ભુંડોજો. ૩
મા દીલ દયા નવ આણેજો, મા મારે મોટાં બાણેજો;
મા નિર્લજ નરતે નરતોજો, મા પરસ્ત્રીમાં રહે ફરતોજો. ૪
મા કરે કટાક્ષે ક્રીડાજો, મા પ્રગટે મુજને પીડાજો;
મા પ્રજા ઊપર નહિ પ્રીતીજો, મા ભ્રાત તણી નહિ ભીતીજો;
મા કુળ મર્યાદા મેલીજો, મા બહુ કરે બદફેલીજો;
મા ગાળે રાત રઝળતાંજો, મા બાળ રહે ટળવળતાંજો.
મા જાય ગાડી લઇ ફરવાજો, મા બાળક માંડે રડવાજો;
મા ત્યાં ઉડાવે મેવાજો, મા ઘરમાં નહિ અન્નદેવ્યાજો. ૭
મા ચંચળ ચોદેશ જોતોજો, મા વાટે ફરે વગોતોજો;
મા ઉંચે સ્વાસે આવેજો, મા અમથાં આળ ચડાવેજો. ૮
મા જાય ન મારી રેણીજો, મા કંથની જાય ન કુણીજો;
મા એકઠી આંખ્યો ચારેજો, મા થવા ન પામે કયારેજો.
મા ખરૂ કહુ નથી ખોટુંજો, મા મહાભારત દુખ મોટુંજો;૯
મા કહેતાં તુજને લાજુજો, મનમોહન કહું શું ઝાઝુંજો. ૧૦



## શીયલરૂપી સડકે ચાલવા વ્યભીચારી ની સ્ત્રીએ પોતાના પતિને આપેલી શીખામણ

### ગરબી

ખેલતાં કાંકણી ઝળકી હો રસિયા. એ રાગ.

ચાલતાં ચાલતાં ચાલો હો સાહ્યબા ટેક.
લીલી ઘોડીને પીળો ચાબકો હો સાહ્યબા;
પાતળિઓ અસ્વાર; ચાલતાં૦

કેડે કટારી છે વાંકડી હો સાહ્યબા,
તમ સરખો ભર્તાર. ચાલતાં૦ ૧
સ્વર્ગનો પંથછે શોભતો હો સાહ્યબા,
સડક સુ શીયલ વેલ; ચાલતાં૦
વાઘ નથી કે વરૂ ત્યાં નથી હો સાહ્યબા;
નથી વિકટ છે સહેલ. ચાલતાં૦ ૨
ઝાડી નથી કે નથી જંગલ હો સાહ્યબા;
કાંટા કુંટી નથી કાંય; ચાલતાં૦
ચોર ચખાર કશું ત્યાં નથી ઓ સાહ્યબા;
સીંહ અજાસંગ જાય. ચાલતાં૦ ૩
શત્રુ નથી સામા ઉભલા હો સાહ્યબા;
નથિ તાળાંનો તાલ; ચાલતાં૦
જાણુ પિછાન નથી જોઇતું હો સાહ્યબા;
પાઇ ન લે પ્રતિપાળ. ચાલતાં૦ ૪
મારગ પડી ચક્ષુ મીચજો હો સાહ્યબા;
પધારો શિયળ પંથ. ચાલતાં૦
મનમોહન કહે માનની હો સાહ્યબા;
કેવું કમાઓછો કંથ. ચાલતાં૦ ૫

---

## ભટકેલ સ્ત્રીના ભરતાર વિષે.

### ગરબી.

જીવે માણીગર ખંદલો. એ રાગ.

ભટકેલ જેની ભારજા, હાંરે તેને ભારેછે લાહ્ય;
ભીતરમાં ભડકા બળે, હાંરે તેતો જોયા ન જાય. ભ૦ ૧
દીસે મુખ તેનું દયામણુંરે, આઠે પોહોર ઉદાસ;
ઉપર દિસે આનંદ પણ, હાંરે તેને હઇયે હુતાસ[1]. ભ૦ ૨
એક કોડીની નહિ આબરૂરે, નિંદે નર નાર સહુ;
વિશ્વ વિશે ચાલે વારતા, હાંરે કહે ઢિકણાની વહુ. ભ૦ ૩

---

૧ અગ્નિ.

છઈયાં છોકર વાલાં નહીંરે, નહીં પિયુ પર પ્યાર;
માત પિતા પર માયા નહીં, હાંરે નહીં વ્હાલાં ઘરબાર.
ભટકેલ. ૪
સુતો વેચે તે સ્વામિનેરે, પર નરથી જે ખાય;
નારી તેવીનો નાવલો, હાંરે મનમાં મરવાને ચ્હાય. ભ૦૫
કાં તો રાંક ને કાં રાજવીરે, જેવું જંગલનું ઢોર;
મન મોહન તેવી સ્ત્રી મળે; હાંરે તેતો દૈવનો ચોર. ભ૦૬

—❧—

## શીયળ વેલ વિષે.

### ગરબી.

છેલ છબીલા છોગાળા. એ રાગ.

ઓ સૂરત સેહેરના સોનીરે, છેલ છબીલા સોનીડા;
વિરા વિનવીને કહું જોનીરે, છેલ છબીલા સોનીડા. ૧
મારાં કચરે કાચાં સોનાંરે, છેલ છબીલા સોનીડા;
માગ્યાં આપું મુલ મ્હોનાંરે, છેલ છબીલા સોનીડા. ૨
મારી સાસુએ મંગાવ્યાંરે, છેલ છબીલા સોનીડા;
મારા સસરાએ આણાવ્યાંરે, છેલ છબીલા સોનીડા. ૩
મારા જેઠે જોખી લીધાંરે, છેલ છબીલા સોનીડા.
મુલ પરણે મારે દીધારે, છેલ છબીલા સોનીડા. ૪
ઘાટ નવલો તું ઘડી લાવેરે, છેલ છબીલા સોનીડા;
મારી નણદીને મન ભાવેરે, છેલ છબીલા સોનીડા. ૫
મારો છે દીયર છરવીંગોરે, છેલ છબીલા સોનીડા;
તું આંકડો ઘડજે ધીંગોરે, છેલ છબીલા સોનીડા ૬
દેરાણી દેખી દાઝેરે, છેલ છબીલા સોનીડા;
જોઈ જોઈ જેઠાણી લાજેરે, છેલ છબીલા સોનીડા. ૭
એ શીયળ વેલ ઘડ સારીરે, છેલ છબીલા સોનીડા;
તારી ઘડતર પર જાઉ વારીરે, છેલ છબીલા સોનીડા. ૮
જડતરમાં જશ લે પુરેરે, છેલ છબીલા સોનીડા;
ઘડ ઘાટ ન રહે અધુરેરે, છેલ છબીલા શોનીડા. ૯

## મા દીકરી વચ્ચે ચાલેલી ચોવટ દીકરી પોતાની શખીને કહેછે તે વીશે

### ગરબી.

"હાંહાંરે જુમનાંની તીરે" એ રાગ

આવો સઈઅર ભલે આવીયાં, રૂડી ગરબીઓ ગાવા; હાંહાંરે૦
આનંદ ધન ઉભરાવિયાં, બડી ધુમ મચાવા; હાંહાંરે૦૧
આજ કહ્યું અમે માવડી; મને લુગડાં લ્યોને; હાંહાંરે૦
ઉત્તર આપ્યો એ ઘડી, ગમે તેમ કરોને. હાંહાંરે૦૨
મેં કહ્યું કડકો નાડાછડી, મને ×નાથ ન આપે; હાંહાંરે૦
માતા કહે વાત મુંકો પડી, રળી પહેરજો આપે; હાંહાંરે૦૩
કહે અમે જયારે ન્હાનાં હતાં, તેવું શું જ્ઞાન તમને. હાંહાંરે૪
પૂછો તમારા બાપને, લેતા લુગડાં અમને. હાંહાંરે૦૦
નામુ દઈ માબાપનું, તેની ઇજત શાખી. હાંહાંરે૦
જયમે ત્યમ કરિ પહેરી લુગડાં, ગાળી ઉમર આખી. હાંહાંરે૦૫
કામ સોંપે સાસુ સાસરે, પિયર કામછે માનુ. હાંહાંરે૦
ધંધો મજુરી ન આવડે, લાવું જર કયાંથી છાનું હાંહાંરે૦૬
મનમોહન પછી શું કરૂં; મને કાંઇ ન સૂઝે; હાંહાંરે;
શબ્દ શુણી મારી માતના, પગ થરથર ધ્રુજે. હાંહાંરે૦ ૭



## લફંગા પુરૂશ વીશે

### ગરબી

હારછો હારછો હારછોરે તમે હરી હથ્યાના હારછો.
જાયછે જાયછે જાયછે રે જુઓ પેલો લફંગો જાયછે;
રહયો દુરે દુરે થાયછેરે; જુઓ ટેક.
એમ કહી આંગળિયો ચીધે, વાટે ધાટે વગોવાયછેરે.જુઓ૦૧

---

× ઉંચા કુળના વર પોતાની સ્રીને લુગડાં તો શું પ-ણુ માથામાં ઘાલવા ધુપેલ તથા માથે ઘાલવાના દોરા પણુ આપતો નથી. પણુ સ્રીને તેનાં માબાપો પુરૂ પાડે છે તે વાસ્તે આ ગરબી રચીછે.

બોલ્યા ચાલ્યાની શુદ્ધી રહીનથી. ખાંતે ખડસલું[1] ખાયછેરે જુ૦ ૨
આંગણે આવ્યો કોઇ ન ઇચ્છે, લેખામાં તે ન લેખાયછેરે, જુ૦ ૩
તરણુ ખરો પણ તૃણથી હલકો, વાયે લીધો વહેવાયછેરે. જુ૦ ૪
જણનારીની કુખ લજાવી, પરિયા પાપે ભરાયછેરે. જુ૦ ૫
જીવતર જગમાં જીવી ન જાણ્યું, એળે ગયું ગણાયછેરે. જુ૦ ૬
નામ બીચારા બાપનું બોળ્યું. ઉઠ્યો અંગારિયો કહેવાયછેરે જુ૦ ૭

### ગરબી

અમે અમારે ઘેર જઇએરે ભાઇ રામ રામ છે. એ રાગ.

એવા આદમિને ધિકારજીરે, કહો ધિક ધિકછે,
એક વાર તણા સોવારજીરે, કહો ધિક ધિક છે. ૧
ફોકટ જીવતર ફિટકારજીરે, કહો ધિક ધિકછે;
કહે ફટફટ શૌ નરનારજીરે, કહો ધિક ધિકછે. ૨
કરી હડહડ સ્વાન સમાનજીરે, કહો ધિક ધિક છે,
ભક્ષા ભક્ષનું નહિ ભાનજીરે, કહો ધિક ધિક છે. ૩
એવા નફ્ટ નરને જોઇજીરે, કહો ધિક ધિક છે;
થુંકો થુંથું કહિ સઉ કોઇજીરે, કહો ધિક ધિક છે. ૪
એની પરણી રહે પત ખોઇજીરે, કહો ધિક ધિક છે;
સંગ ન કરે સજ્જન કોઇજીરે, કહો ધિક ધિક છે. ૫
ચાલે એ થકિ તરી તમામજીરે, કહો ધિક ધિક છે;
લાજે લેતાં એનું નામજીરે, કહો ધિક ધિક છે. ૬
મોહન મેલી જેણે લાજજીરે, કહો ધિક ધિક છે;
તેને નહાનું સરખું રાજજીરે, કહો ધિક ધિક છે. ૭

## વ્યભીચારી વીશે

### ગરબી

મા પાવે તે ગઢથી ઉતર્યાં, મહા કાળીરે. એ રાગ.

કહુ દોષ વડા વ્યભિચારના, વ્યભિચારીરે,
હઈયે ધરિ તુજપર હેત, ન કરો જારીરે;
જે અસલ થયા +તુજહારના, વ્યભિચારીરે;

---

૧ ઘાસ. + તારા જેવા

તે થાયછે આજ ફજેત, ન કરો જારીરે; ૧
લજયાતો મુંકી વેગળી; વ્યભિચારીરે.
નહિ શરમ તણો સણગાર, ન કરો જારીરે;
નરનારી નીદે સઉ મળી, વ્યભિચારીરે;
નહિ અલ્પ રહ્યો ઇતબાર, ન કરો જારીરે. ૨
જે કોઇ જગોએ સંચરે, વ્યભિચારીરે;
કદિ સ્હેજ સ્વભાવે આપ, ન કરો જારીરે;
સઉ તર્ક વિતર્ક વડા કરે, વ્યભિચારીરે,
છે જેની હળવી છાપ, ન કરો જારીરે. ૩
વેવાર તુટે સઉ વાતનો, વ્યભિચારિરે;
કશું સોંપે નહિ કો કાજ, ન કરે જારીરે;
જયકાર ઘટે પિતુ માતનો, વ્યભિચારીરે;
સાંખે નહિ ગરિબ નિવાજ, ન કરો જારીરે. ૪
જો સમજે તો સમજાવિયે, વ્યભિચારીરે;
થાય અસર જો કાંઇ ન કરો જારીરે;
સુણિ મનમોહન વાણી મન લાવીએ, વ્યભિચારીરે;
મોટું સુખ છે એ માંઇ, ન કરો જારીરે. ૫



## મલારરાવ ગાયકવાડનો ગરબો

માતું પોતાની પટરાણી, કાળી કાળકારે લોલ, એ-રાગ
વ્હાલાં કરનહાર વ્યભિચાર, શુણો કહું વાતડીરે લોલ;
જેને એ લત લાગી લગાર, મુંઆ તે તરફડીરે લોલ. ૧
વળતી કોણ રાજા કોણ રાંક, સુખી નહિ કોં થયારે લોલ;
મોટાં મેડી મંદિર માલ, ઘડીભરમાં ગયારે લોલ. ૨
દાખું તેનું આ દ્રષ્ટાંત, સ્નેહે સાંભળોરે લોલ;
ભાગે તો મન કરી ભ્રાંત, કુપંથે નવ પળોરે લોલ. ૩
ગરવી ગુણવંતિ ગુજરાત, દિસે રળીઆમણીરે લોલ;
જેવી લીલી નાગર વેલ, સદા સોહામણીરે લોલ; ૪

મોટા કહીએ બાવન મ્હાલ, નહીં પીડા કશીરે લોલ;
જાણેછે બાવન ગુજરાત. પ્રભુને મન વશીરે લોલ. ૫
શ્રીશુભ સિધપૂર જેવાં ક્ષેત્ર, વળી દ્વારામતિરે લોલ;
એવાં અનેક બીજાં ક્ષેત્ર, લખે લેખું નથીરે લોલ; ૬
ગુણિયલ રાજા ગાએકવાડ, ધરમની મૂરતીરે લોલ;
શિયાજીરાવ, સુત ખંડેરાવ, પરમ ગુર્જરપતિરે લોલ. ૭
પાવન ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, પુરે પુન્યાર્થીરે લોલ;
ઉપમા લાયક અન્ય ભુપાળ, બીજો જગમાં નથીરે લોલ. ૮
રાજા વળતી મલારરાવ, બિરાજ્યા ગાદિયેરે લોલ;
વ્યસની મિત્રો મળ્યા વિશેષ, કરી પછિ મદદ કિએરે લોલ. ૯
લેવો પડયો વાસ એકાંત, જઈ મદ્રાસમાંરે લોલ;
વ્હાલા છે આ તાજી વાત, જુઓ ઇતિહાસમાંરે લોલ. ૧૦
મોટા મેડી મંદિર મ્હાલ, ગુમાવ્યા હાથથીરે લોલ;
જંપી બેઠા નહિ દીન કોઇ, બિરાજ્યા જ્યારથીરે લોલ. ૧૧
એછે એવું અધમ વ્યસન, ન છાજે પા ઘડીરે લોલ;
શિક્ષા શુભ દે મનમોહન, ધરો મન આ ઘડિરે લોલ. ૧૨



## પરાઈ પ્રીતિ વીશે

### ગરબી

અલબેલીરે અંબે માત જોવાને જઇએ.

છે પતંગ પ્રિતી પરાઇ, કોઇ ન લલચાશો;
કાં બાઇ અને કાં ભાઈ, લેશ ન લોભાશો. ટેક
પતંગ રંગ તણી જયમ રહેછે, ચટકી દહાડા ચારરે;
અવશ્ય જાણો એજ તરેહનો, પરનાં સાથે પ્યાર. કોઇન૦ ૧
લેનારાને નહિ લેનારા, પરતાયા જેમ પ્હેલરે;
દીલ્હીના લક્કડના લાડું, આછે એવો ખેલ. કોઇ ન૦ ૨
કાચે સૂતર [1]સેજ ભરીને, છાંટયાં અતર ફુલેલરે;

---

૧ પલંગ.

નહિ પોઢયો તેપણ પસ્તાયો, પસતાયો પોઢેલ. કોઇન૦ ૩
ઈંદ્ર જાળને મોહનવેલી, નજરબંદિના ખેલરે;
જુઠાં તરકટ સાચાં ભાસે, પકડે જે પહોચેલ. કોઇન૦ ૪
તે વર્ણવવા કવિયે કીધા, પ્રભુએ થોકા થોકરે,
મનમોહનના મુખની વાતો, સમજે શાણા લોક. કોઇન૦ ૫

—❋—

## કરમજ અને કસુંબાની લડાઈ.

### ગરબી.

વાલા તમારી જોઈને રહિછું, વાટરે વાલાજી. એ રાગ.

કરમજ વહુ કહે કથન ધરો મુજ કાનરે, કસુંબાજી;
આ અંતરમાં શું આણોછો અભિમાન, કાચા કસુંબાજી. ૧
છે ચાર દિવસની ફકત તમારી ચટકીરે, કસુંબાજી.
આ ફુલો ગમે તેમ પણ તે જાશો ફટકી, કાચા કસુંબાજી. ૨
કહે કસુંબો કામનિ શુણજો કેહેણુરે, કરમજ વહુ;
આ ભેણ નચવિ શું વેણ વદે દુખદેણુ, કુડાં કરમજવહુ. ૩
ગુણ તમારા ગોરી નથી અજાણ્યારે, કરમજવહુ;
એ ચટકિએ વશ ચઉદ લોક કરિ જાણ્યા, કુડાં કરમજવહુ. ૪
ફટકો કે નહિ ફટકો ફાવે તેમરે, કરમજવહુ;
આ આખી આલમ અમને ઈચ્છે ક્ષેમ, કુડાં કરમજવહુ. ૫
ખેમ ઇચ્છે પણ કાચા સર્વે કહેછેરે, કસુંબાજી;
આ મુજ અબળાનો પાકો રંગ રેહેછે, કાચા કસુંબાજી. ૬
તેણ નચાવી ત્રિભુવન તાબે કીધાંરે, કસુંબાજી;
આ ચટકીએ તો વીખ હલાહલ પીધાં, કાચા કસુંબાજી. ૭
ફટકો કે નહિ ફટકો તે શું ફાવ્યુંરે, કસુંબાજી;
આ ઉલટું એથી માથે લાંછન આવ્યું, કાચા કસુંબાજી. ૮
લાંછન આવ્યું શિર તમારે લોહ્યુંરે, કરમજવહુ;
આ પ્રમદા જાતી પણ પોતાનું ખોયું, કુડાં કરમજવહુ. ૯
પાકો રંગ રહયો તેમાં શું પામ્યાંરે, કરમજવહુ;
આ કાચો રંગ જગત બાધામાં જામ્યા, કુડાં કરમજવહુ ૧૦

છે બાળ જુવાનો સર્વે અમારા બેલીરે કરમજ વહુ;
આ કાચે રંગે રહ્યા અમે રંગ રેલી. કુલ્ડી કરમજ વહુ૦૧૧
રંગ રેલિ કહેવાણા જાતે રશિયારે કશુંબાજી;
આતમ વિશ્વાસે રહી હાથ પછિ ઘશિયા, કાચા કસુંબાજી૦૧૨
કાચે રંગે જામ્યા ત્યાં શું જોરરે, કશુંબાજી૦
આ સોંઘે ભાડે સિધપુર હારા દોર, કાચા કસુંબાજી૦ ૧૩
પણ ખોયું પણ મોંઘાં તમથી મૂલ્યરે, કસુંબાજી૦
આ કહેતિ નથી સાંભળતાં પ્રગટે શૂળ, કાચા કસુંબાજી૦૧૪
ઉપરનો જે રંગ દિસેછે રાતોરે, કસુંબાજી;
આ તેજ તમારો દમડીથી વેચાતો; કાચા કસુંબાજી૦ ૧૫
અંતરનો ઊમલકો મારો રંગરે, કસુંબાજી;
આ સદાય સમજો પિયુજી મળે પ્રસંગ. કાચા કસુંબાજી૦૧૬
કર્યા કસુંબા વળતી વાધે વેરરે, કસુંબાજી;
આ અંતરને ઉમલકે લીલા લ્હેર. કાચા કસુંબાજી. ૧૭
મરદ ખરા પણ તમ માંહી શો માલરે, કસુંબાજી;
આ ચૂપ રહ્યા સુણિ કસુંબો મોહનલાલ. કાચા કસુંબાજી૦૧૮



## વ્યભિચારીના પરીવાર વિશે

### ગરબી

દેવ ડાકોર માંહી બિરાજોરે રણછોડ રંગીલા. એ રાગ.
વ્યભિચ્યાર કહે સાંભળ વાતરે, વીરા વ્યભિચ્યારી;
કહું મારાં પિતા અને માતરે, વીરા વ્યભિચ્યારી. ૧
લાલચ જનીતા લેખાયરે, વીરા વ્યભિચ્યારી;
પિતા લોભ મારો પેખાયરે, વીરા વ્યભિચ્યારી. ૧
ચોરી મારી ચતુરછે બેનરે, વીરા વ્યભિચ્યારી;
ઘડી એક પણ અળગી રહેનરે, વીરા વ્યભિચ્યારી. ૩
છે કુડના કુંડમાં વાસરે, વીરા વ્યભિચ્યારી;
છે જુઠ મારો અભ્યાસરે, વીરા વ્યભિચ્યારી. ૪

કહું દાદો મારો છે કામરે, વીરા વ્યભિચ્ચારી;
જેણે જીત્યું આ જગત તમામરે, વીરા વ્યભિચ્ચારી. ૫
મારૂં એકાંત વાસ છે ગામરે, વીરા વ્યભિચાચ્ચારી;
મારા ભાઇનું કુસંપ છે નામરે, વીરા વ્યભિચ્ચારી. ૬
મારી અર્ધાંગના અનીતિરે, વીરા વ્યભિચ્ચારી;
મારે દારીદ્ર સંગ છે પ્રીતિરે, વીરા વ્યભિચારી. ૭
છે દુઃખ મારા દેદારરે, વીરા વ્યભિચ્ચારી;
મોહ જાળ છે મુજ હથિયારરે, વીરા વ્યભિચ્ચારી. ૮
વીવા, કારજ વળી જમણવારરે, વીરા વ્યભિચ્ચારી;
સંઘ, યાત્રા, નવાણુ નિરધારરે, વીરા વ્યભિચારી. ૯
થાય ઇત્યાદિમાં મારો જોગરે. વીરા વ્યભિચારી;
મેળા લાખો મળે જ્યાં લોકરે, વીરા વ્યભિચારી. ૧૦
શીર સિંચાણા ક્રોધને કાળરે, વીરા વ્યભિચ્ચારી;
જાય કદી ન પેટની ફાળરે, વીરા વ્યભિચારી. ૧૧
મને નિદ્રાનું છે નહિ નામરે, વીરા વ્યભિચારી;
મન મોહન કહે આઠે જામરે; વીરા વ્યભિચ્ચારી. ૧૨



## વ્યભિચ્ચારની કીમત વિશે.

### ગરબી

ડુંગરા દુર થકી રળીઆમણારે. એ રાગ.

કીમત કહું અમારી કારમીરે,
સમજે શાણા સમજુ લોક હોલાલ; કીંમત૦
ભોળા મુઆ ઝવેરિ ભમી ભમીરે,
કીંમત કરનારો નર કોક હોલાલ. કીંમત૦ ટેક
શ્રવણે સુણતાં અધીર ઊપજેરે;
મુલતો અમુલ્ય લાગે મન હોલાલ. કીંમત૦
દ્રષ્ટિએ દીઠે તો નહિ નીપજેરે;
મીટામીટ મળે લખધન હોલાલ. કીંમત૦ ૧

વાતો કરતાં વસ્તુ તેથી ઘટેરે,
લેખાં લાખ થકી હજાર હોલાલ, કીંમત૦
સ્પર્શે માન મર્યાદા એ મટેરે;
રૂપિએ રહે ન પાઈ બેચાર હોલાલ; કીંમત૦ ૨
અંતે મૂલ ન ઉપજે મૂળગુરે;
વાથી હલકું વજન વિશેષ હોલાલ. કીંમત૦
મારે મન હું ચાલું ડગું મગુરે;
મન મોહનને તો મન એશ હોલાલ. કીંમત૦ ૩



## જાર કરમથી દોશ વિશે

### ગરબી

રાગ નંદલાલના મહિનાનો.

જાર કરમ મોઝાર, જોતાં દોષ છે મોટો;
નિશ્ચે તજો નરનાર, પિંડછે જળ પરપોટો. જો. ટેક
અગણિત ભગ થયાં ઇંદ્રને અંગે,
આવી છજ્યો મહારાજ અનંગે;
સતિ અહલ્યાને પ્રસંગે. જોતાં૦ ૧
ચંદ્ર હતો મહા ચિત્તનો ડાહ્યો;
ક્ષય રોગથી પોતે અંગે ખવાયો;
ફોકટ મોહે ફસાયો; જોતાં૦ ૨
મોહનિ રૂપ મહા દુખકારી,
ત્રાહિરે ત્રાહિ કહે ત્રિપુરારી,
હામ બ્રહ્મા ગયા હારી. જોતાં૦ ૩
સાવ સોના તણી લંકાં ગુમાવી,
લાખો માણુસની ડોળી રઝળાવી;
રાવણ નવ શકયો ફાવીરે. જોતા૦ ૪
મન મોહન મહા મુનિવર થાક્યા,
સંકટ ના પડિયા શિર શાકા;
આકડે આમ્ર ન પાક્યાં. જોતાં૦ ૫

## વ્યભિચારના પાપ વિશે

### ગરબી

પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ. એ રાગ

સારી શીક્ષા આરિ નરને નારિ સાંભળોરે લોલ;
લેવો ન પડે પૂનર્જન્મ પ્રભુને મળોરે લોલ. ૧
ઉંચી અક્ષિકા આ ભવે કરી જે ફરેરે લોલ;
જરૂર થઇ પછી જન્માંધ અહિં અવતરેરે લોલ. ૨
શ્રવણે શોખ ધરિ વાત ભુંડી સાંભળીરે લોલ;
પૂનઃર્જન્મના બધીર થઇ આવ્યા વળીરે લોલ. ૩
જેછે જીભના વિલાસી ભુંડું ભાખતારે લોલ;
પુનર્ભવમાં ન મળે જીભ જુઓ છે છતારે લોલ. ૪
કીધાં ×કરે ભુંડાં કૃત્ય પગે ચાલિનેરે લોલ;
ખચિત હાથે પગે ખોટ જુઓ ન્યાળિનેરે લોલ. ૫
કીધો વશ ન જેણે કામ કૃત્ય ભુંડાં કર્યાંરે લોલ;
અંતે વ્યંઢળ થઈ આ ઠામ વળતી અવતર્યાંરે લોલ. ૬
જેણે ખંડિત કીધી જોડ જારી લોભમાંરે લોલ,
પ્રગટયો વાયુ પક્ષઘાત તેના પીંડમાંરે લોલ. ૭
કુમળાં મન જેણે કંપાવ્યાં કૃત્ય એવું કરીરે લોલ;
તેની જન્મ કંપ વાયુ પ્રકૃતિ ઠરીરે લોલ. ૮
જેણે અભક્ષ આહાર કર્યો આ ભવેરે લોલ,
કાથા તેની મનમોહન કોઢણી કવેરે લોલ. ૯

---

### છેવટની ગરબી

રાગ ચોપાઇ

કેવલ બ્રહ્મ એ જીતે કામ, ફરી ન આવે કદિ આ ઠામ;
કલ્પ વૃક્ષ સમ વાચા ફળે, અવિચળ પદથી તે નવ ચળે.
વ્રત શીયલના પાળણહાર, પરમ દયાથી ઊતરે પાર;

---

× હાથે

નર નારી સાંભળજો સહુ. છેવટ હું તમ સારૂ કહું. ૨
નર નિજનારી પર ધરિ નેહ, છકમાં કદી ન આપે છેહ;
પરણી પર જે રાખે પ્યાર, તે જઇ ભળે બ્રહ્મ મોઝાર; ૩
પતિવ્રતાનો પાળે ધર્મ, કરે સદા પરમારથ કર્મ
ભગવત સમ જાણે ભર્તાર; સતિ સાવિત્રીનો અવતાર. ૪
પરનારીને ઇચ્છે જેહ, ખર યોની અવતરશે તેહ;
નર ઝાઝાથી જેને નેહ, સ્વાન યોનિથી ધરશે દેહ. ૫
નિદાન તેથી નરને નાર, તજો નહીં શિયલ તિલ ભાર;
પરસ્ત્રી કે પરનરનું મુખ, સ્વપ્ને જોઈ જે પામ્યા સૂખ. ૬
વશિયા રૌરવમાં જઇ વાસ, સુકૃત સઘળાં પામ્યાં નાશ.
પૂર્વજ મુજ પારાશર કહે, જુઓ સ્મૃતિ જો સંસય રહે. ૭
આ પુસ્તક કે ગરબી એક, જે સાંભળશે ધરી વિવેક;
વળી નહિ કરશે વ્યભિચ્યાર, જશે નાશી તો પાપ હજાર. ૮
પણ સાંભળ્યું નહિ સાંભળ્યું કરે, તે તેવું ફળ તેને ઠરે;
રિઝો ભલે કે રાખો રીશ, આપે મનમોહન આશીશ.. ૯



# પ્રકરણ ૬ ઠું.

# નીતી બોધ

## સોરઠો

સજવા કહ્યું સદગુણ, દુર્ગુણ તજવા દિલથી;
નર નારી નિપૂણ, શીખે નિતિ પ્રકરણથી. ૧

## રાજનીતિ[1] અંગ

### દોહરો

રાજ નીતિથી રાજવી, રૂડું ચલાવે રાજ્ય;
રાજા પ્રજા સુખી રહે, કોય ન કહે અકાજ્ય. ૧

### કવિત

રાજ્યનો જે જીવતે તો રાજગાદિ તણો રાય
રાજ્ય તણું અંગ તેતો જે ડાહ્યો દિવાન છે,
ચતુરંગી સેના પાય હથિઆર હાથ જાણો
પ્રજા છે તે જાણો રૂડાં રાજ્યનાં સંતાન છે;
મહેતા મુસદિ કારભારી સરકારના તે.
શરીરના અવયવ સમ સુખ દાન છે;
રાજા અધિરાજ શુણો કહે મનમોહન તે,
માથા સાથે ધર્મ માને ધરમ રાજાન છે; ૧
પ્રજાનો છે પિતા તેતો પુરપતિ પિછાણીએ,
વિચારી વિચારી તેની કને લાડ કરીએં;
જનિતા જરૂર ડાહયો દિવાન છે રાજ્ય કેરો,
ફાવે તેમ આનંદથી તેના કને ફરિયે;
નોકર નફર નિસબત સરકારના તે,
પેટના છે કિડા એવું આપણે ઉચરિયે;

---

૧ હાલના જમાનાને અનુસરતી કરી છે.

કહે મન મોહન અધિરાજનો ધર્મ એછે,
સંતતિ સમાન પ્રજા જાણે તોજ ઠરીયે. ૨
બહારના [3]તુમારની નોંધણી તરત થાય;
આંહીના [4]તુમાર નોંધી રાખે જોઈ જાળવી;
[1]હજુરના હુકમને લેશ ન વિલંબ થાય,
ડાગ પાડે પત્ર ફાડે, સહી તેણે વાળવી;
ત્રિજે દિને બાકી કામ રાખે તે દંડાય દામે;
મુલતવી કામોની કોઈ મુદત ઠરાવવી;
આજ આવી અર્જે તેની તેવે ટાણે વિધિ થાય;
સર્વ પક્ષકારીઓને શેરા મૂક્યા ભાળવી. ૩
નગર ચરચા જોવા નિર્બળના વાસ જોવા,
સુખી દુખી પ્રજા ધોળે દહાડે સંભવીત છે.
પોતાના પ્રધાનોનું કે પોત પેખવા પોતાનું,
રાંકને અદૃશ્ય થઈ પૂછવું એ રીતછે;
ધર્મ ને અધર્મ જોવા પ્હેલી રાતે પૈશાવાળા,
ચોરને ચખાર મધ્ય રાતના કુત્સિત છે,
રાજા અધિરાજ શુણો કહે મનમોહન તે,
દાન પુણ્ય જોવાં જ્યારે આદિત્ય ઉદિત છે. ૪
સાંજને સવાર એમ સાચવવા સત્તાધિશો,
નિસબત નોકરને મધ્યાન્હે કચેરીમાં:
રાત પડે રાણીયોને બાળકને બપોરના,
પ્રજાને તો પડી રાતે સાંચરીને શેરીમાં;
આળસ્યનું ઉંઘ, મોજમજા અળગાં કરીને;
રોજ રોજ ફોજ લેવી રાત દિન ફેરીમાં;
જોવા ઇનસાફ જે અપાય, તે અદૃશ્ય રહી,
જેમ હોય ભૂપ તે નગરી નવતેરીમાં. ૫

---

૩ તાલુકામાં તથા પર તાલુકામાં મોકલી જવાબ મંગાવવાના તે. ૪ સદરમાં તપાસ થવાના તે.

૧ ઉપરી અથવા રાજા.

### દોહરો

કાંટો કહીએ કાયદો. સરસ પાંગરા સેન[2]
ન્યાય અને મેહેસુલ છે, ઉભય ત્રાંજવાં એન

### કવિત

મેહેસુલના અધિકારી તણો ધર્મ ધારી કહુ,
કરકસર કરીને ઉપજ વધારવી;
પ્રજાના જે હક તે પુરે પુરા પ્રજાને દેવા,
હકુમત હકથી સ્વરૂપની સુધારવી,
પ્રજાને વેપારની વિશેષ આબાદી કરવી;
વળી તેમાં પોતા તણી લાયકી વિચારવી;
રાજા કે દિવાન તે સમે ન બીજો સમજવો,
રાજાને દિવાન તેતો ગાદી એજ ધારવી. ૧

### દોહરો

મ્હેસુલના અધિકારીએ, રાખવિ એવી રીત;
મનમોહન તો મહિશની, પૂરણ વાધે પ્રીત. ૧

### કવિત મનહર

મહેસુલ ખાતામાં છે પક્ષકાર બેજ મોટા,
પ્રજા અને પ્રજાનાથ જોતામાં જણાય છે;
પ્રજાના વ્યાજબી હક પાળવા પ્રજાના નાશે;
પળાય નહીં તો આજ અપીલ કરાયછે;
પ્રજાનાથના હક પુરે પુરા પળાવવાના,
મ્હેસુલના અધિકારી તણા હાથ માંયછે;
પ્રજામાંથી પૈશો હરી ન પળાવે અધિકારી,
પ્રજાનાથ વતી કોણુ દિલમાં દુખાય છે. ૧
કહેવાય કવી કીસમનો કબજેદાર તે,
કાંટો અને કાયદો બે કીમત કરાવેછે;
કાંટા અને કાયદાની કવીછે સફાઈ કીધી,
પાંગરાંને શૈન્ય પૂરે પુરં સમજાવેછે;

---

૨ ફોજ. ૩ સરસ.

ઓછાં વધુ ત્રાજવાં બે કાંટા અને કાયદાનાં,
ન્યાય અને મ્હેસૂલ બે બોજમાં બતાવેછે;
પક્ષકાર ન્યાયમાં નારાજ તે અપીલ કરે,
આખરીએ યોગ્ય પરિણામમાં તે આવેછે. ૨

**દોહરા**

મ્હેસૂલ મોટું ત્રાજવું, ડાહયો ગણે દિવાન;
નીમે નર નિર્લોભિને, વિશ્વાસુ વિદ્વાન. ૩
જૂદા જૂદા ધર્મના. પ્રજા જનો જે હોય;
રાજા શૌની ઉપરે, સમાન વરતે તોય. ૪
નવા નવા કર નવ કરે, કરે ન કદી અન્યાય,
હોય શત્રુ કે મિત્ર પણ, સરખો ન્યાય સદાય. ૫
ઉપજ વિચારી રાજની, ધન ખરચે ધરિ નેમ;
કરજ વધારે નહી કદી, જન ફુલશુજી જેમ. ૬
દેશ વિષે વિદ્યા વધે, વધે વળી વ્યાપાર,
ઉપાય એવા આદરે, અંતર થઇ ઉદાર. ૭
કરે પરીક્ષા જન તણી, સારો રાખે સંગ;
જેથી જન નિંદા કરે, ધરે ન એવા ઢંગ. ૮



## નિરાશ્રીત શાળા વિશે

(ખાસ લીંબડીના માહારાણા જશવંતસીંહજીને સારૂ.)[૧]

**ઉપજાતી.**

સુણો રૂડેરા જશવંતરાય,
આપો અમોને શુભ આપ ન્યાય,
આશેશરો અંતર ધારી લેજો,
દયા ધરીને જજમેંટ દેજો.

---

[૧] સંવત ૧૯૨૭ માં ધંધુકે જતાં તે નામદારને સંભળાવા રચેલ પણ મારે રજા પુરી થઇ રહેતાં તે જોગ બન્યો નહિં

**દોહરા**

હે ડાહ્યા દીવાન તું, પૂરી કરજે પક્ષ;
પક્ષપાતના દોષ પર, લેશ ન આપિશ લક્ષ. ૧
મત દેજે મુજ લાભમાં, કહું ઊઘાડું કેણ,
ક્ષિતિ પતિ સાંભળતાં કહુ, છે દિવસ નથિ રેણ. ૧
મહેતાજી નિશાળના, લાયક બીજા લોક,
અગત્યનો આ કેશ છે, ફંદ ન જાણો ફોક. ૩
કવિ ભવાનિ બાળ જે, મારોષ્ઠું તું મિત્ર,
ઇન્ટર પ્રીટર આંઇ તું, પુરો થજે પવિત્ર, ૪
કમીશનર રેવન્યુના, રખે રાખતો રોષ,
વાવરવા કહું વાસતે, પુરપતિ કેરો કોષ. ૫
પોલિસ તણા કમીસનર, તારી છે તરવાર,
એવી કલમ અમારી છે, સજેલને શીકાર.

**ચોપાઈ**

ઓશધશાળા ઉત્તમ ચણી, લીધી આશીષ લોકો તણી,
સડક બાંધિને શોભા કરિ, ભલિ વિધ પુસ્તકશાળા ભરી. ૧
રાજદુર્ગ રચીયો શુભ ઘણો, તમામ ભભકો પારિસ તણો,
જ્યુડીશલ રેવીન્યું કામ, હજુર કોરટ સૂધરિ આમ. ૨
કન્યાશાળા અને નીશાળ, મોટા જેમાં દિસે માલ;
કસરતશાળા કોડે કરી, પ્રદક્ષણા પૃથ્વીની ફરી. ૩

**દોહરા.**

જશવંતા નૃપ આગળે, જશવંતા નર જેહ,
સર્વે ધર્મ સુધરાઈમાં, ગણો નિરાશ્રીત ગેહ. ૧
ઉંઘ અહાર મૈથુનમાં, સઉ પ્રાણી સમતુલ્ય;
માત્ર ધર્મ છે મનુષ્યમાં, મુખ્ય તફાવત મૂળ. ૨
ધર્મ મનુષ્ય જે ના ધરે, હોય તેજ હેવાન;
દયા ધર્મનું મૂળછે, દયા નિરાશ્રિત સ્થાન. ૩

**ચરણાકુળ છંદ**

ગામે ગામ નિરાશ્રિતશાળા; મુખ્ય કરે તો મહાજનવાળા;

ખેડુ સમસ્ત ભાગ સમર્પે, અલ્પ મદદ અધિપતિ પણ અર્પે. ૧
નોકર ચાકર જે દરબારી, એપણ આપે રકમ ઉધારી;
નભે નિરાશ્રિત તો નરનારી, સુખી થાય જન સઉ સંસારી. ૨
પણ દેશીનાં દિલ ક્યાં એવાં, સ્વાર્થ સહિત કરેછે સેવા,
માટે અધિપતિ આપ વિચારી, કરો સુખી નિર્બળનરનારી. ૩

### દોહરા

કાંતો કાંઈ મહાજન કરે, કાંતો કરો તમેજ;
નિરાશ્રીત શાળા કરો, અરજ અમારી એજ. ૧
તેમાં તમ સ્વસ્થાનનાં, રાખી જુદાં રાય;
પરતાલુકાનાં પછી, બીજા વિષે રખાય. ૨
એક બાપને દીકરા, હોય પાંચ કે સાત;
પણ દેવા શ્રીપુજને, વસે ન મનમાં વાત. ૩
તેમ તમારી જે પ્રજા, ધરે ન પરની આશ;
એવું આપે આદરો, સહુ જન કહે સાબાશ. ૪
વ્યંઢળને વનિતા વરી, રાત દિવસ દુખિ થાય;
સ્ત્રી રીખે શુરવીરની, એ આશ્ચર્ય ગણાય. ૫

### સોરઠા

એમાં આવિ રહેજ, જન પરતાલુકા તણાં;
તો સૌ ધન્ય કહેજ, ઉદારતામાં નહી મણા. ૧
અચરજ મોટું એહ, જન સૌ જાણે જગતમાં;
લીંબડી કડવી જેહ, મીઠી થૈ સૌ મનુષ્યને. ૨

### સવૈઆ એકત્રીસા.

મુંડ મુંડાવે ડાઢા રાખે કોપિન વાળે ધર્મ ન થાય;
કાશી કે કેદાર જવાથી પાલીતાણે પાપ ન જાય;
જતી અતિત સાધુ સંન્યાશી થાતાં ચતુર ભુજ નહિ વ્હાય;
સર્વ ધર્મનું દોહન મોહન પરમ દયાથી મોક્ષ પમાય. ૧
પ્રભુ નથિ કહેતો તજો પ્રેમદા ચોળી ભભૂત હોજો ભૂત;
ઘોડી વાડી મેડી મુંકી વસો અરણ્ય થઈ અબધૂત,
કાયાને શિદ કષ્ટ પમાડો પરમાત્મા પરગટ છે માંય. સર્વ૦ ૨

ભગવાં પ્રભુ આજ્ઞાતજિ પ્હેરે ભેખ એજ કહે શ્રીભગવાન;
પગે કરીને મીન પ્રહારે કરે હાથથી ગંગા સ્નાન;
ઠગનો પણ પેદા કરનારો તે તમથી ક્યમ પ્રભુ ઠગાય; સર્વં૦ ૩
સિપાઇની નોકરિ કરતાં જો જમાદારિ જઇ શીખે સાર;
જમાદારિ તો કો દિન જામે પામે પૂરપતીનો પ્યાર;
સેનાપતીપણું શીખિ પછીતે થાય વડો સેનાની માંય, સર્વં૦ ૪
પુરૂષારથપણું તેમ તજ્યું ને જમાદારિ જે પરોપકાર;
દયા ધરિ કીધો નહિ કો દિન સજિ કાપીને તજ્યો સંસાર;
શી રીતે પ્રભુ થાય ખુશી એવા લંગોટા લખ અથડાય. સર્વં૦ ૫

### દોહરો.

માટે મારા મિત્ર સઉ, દયા વિશે દો દીલ;
નિરાશ્રીત નર નારીનો, વિરા હું છું વકીલ;

---

## સુધારા વિશય

### દોહરો

રૂડો સુધારો રાયજી, ચિતમાં થવા ચહાય;
પ્રજા સમસ્ત સહાયથી, સઘ સુધારો થાય. ૧

### સોરઠો

સઘ સુધારો થાય, આબાદાની અતિ વધે;
જ્યાં ત્યાં શાંતિ જણાય, રાજ સુખે રાજવિ કરે. ૨

### ભુજંગી છંદ

સજાવો સુધારો કુધારો કપાવો, સુધારા તણું બીજ આદેશ વાવો,
સુખી થાય સર્વે નરો તેમ નારી, વધે દેશનું માન જોજોવિચારી ૧

### ગરબી

હાલો હાલોકે એકવાર હાલો, ઉદેપૂર જઈએરે. એરાગ.
ધારો ધારોને એકવાર ધારો, સુધારો ધારોરે;
મારા વહાલા એ દિલમાં વિચારો. સુધારો ધારોરે.
ધરો નીતિ ઉપર પુરી પ્રીતિ, સુધારો ધારોરે;

તજો તજો ઓ દેશિયો અનીતિ, સુધારો ધારોરે;
સકળ દેશમાં વિદ્યા વધારો; સુધારો ધારોરે;
તેથી સફળ થશે જનમારો; સુધારો ધારોરે;
થજો સજ્જન કેરા સાથી, સુધારો ધારોરે;
ડરો દુરજનથી વેગળાથી, સુધારો ધારોરે;
હવે હામ હઇયેથી ન હારો, સુધારો ધારોરે;
બાંધો કમરકશી તરવારો, સુધારો ધારોરે;
થજો પરદેશ કેરા પ્રવાસી, સુધારો ધારોરે.
ભજો ભાવે અખંડ અવિનાશી, સુધારો ધારોરે;
ચોરી ચાડી તજો જુઠ જારી, સુધારો ધારોરે;
માતા વિક્ટોરીઆની છે વારી, સુધારો ધારોરે;
થજો સ્વદેશિ સઉ એક સંપી, સુધારો ધારોરે;
એસો બાંધવ જગતમાં જંપી, સુધારો ધારોરે;
તજો વહેમ ભરેલી વાતો, સુધારો ધારોરે,
શુભ બોધ લહો વેચાતો, સુધારો ધારોરે;
જાદુ મંત્રને ભૂત જુઠ જાણો, સુધારો ધારોરે;
મોહનલાલનો મત ઉર આણો, સુધારો ધારોરે,

## પ્રસ્તાવિક દોહરા

હળીએ મળીએ સર્વશું, સઉથી કરિયે હેત;
પણ અંતરપટ રાખિએ, વચમાં એકજ વેંત. ૧
બે વખતે મૂખ બોલિએ, લેવા અંતર્ગત્ત;
ઉત્તર દેવા અન્યથા, મનમોહન દલપત. ૨
રહે ન કો જે વળગિને, કોથી નહિ સંબંધ;
ઉત્તર એવો આપિયે, મનમોહન નિર્બંધ. ૩
ધંધો તે ધરણી પતી, પ્રમદા ગૃહ પ્રધાન;
અભ્યાગત અવલોકિયે, સંત સાધુ સંતાન. ૪
બે વબ્બા તે પુરૂષના, વનિતાને વેપાર;
ત્રણ વબ્બા તરૂણી તણા, વિત્ત, વરો, વહેવાર. ૫
સ્નેહિ કુટંબી સાગવાં, સગાં, જાણુ પીછાન;

જીવન દોરિ સાતમી, હસતાં ઉપજે હાણ. ૬
ગુરૂ, ગોત્ર, સ્નેહી અને, વળિ જ્યાં નિજ વેહેવાર;
મહા પાપી જન તેહમાં, કરે જેહ વ્યભિચ્યાર; ૭
કવિ કારીગર, પંથિજન, રામજણિ ને રાય;
સભા વિશે શરમાયતો, મોહન નિષ્ફળ થાય; ૮
હઈયું દખિ હસે નહિ, નહિ નયણાંમાં નેહ;
મોહન માહું ત્યાં જવું, કંચન વરસે મેહ. ૯
માત પિતા સુત કે સુતા, હેતુ હજાર હોય:
આપ મુઆ વિણ અન્યથી, સ્વર્ગ ન પોચે કોય. ૧૦
દયા સમાને દાન નથિ, તૃષ્ણા મહા મેરાણ;[1]
નીતી સમાન ધર્મ નથિ, જો મનમોહન જાણ. ૧૧

છપયછંદ.

વૈભવમાં મુંબાઇ, મરદ× ગુજરાતી વેશે;
ત્રિયા તણો પોશાક, કાઠિઆવાડ વિશેશે;
ભુમિ ચરોતરણી, સુરત શોભા ઉપરની;
ભાષા અમદાવાદ, નીતિ તો કછ નરવરની;
નહિ રાખ[5]રખતિ[6]કુલરાજ્યમાં, વ્યસન અશન અન્નએકનું;
અતિ પ્રીતિ પ્રજા રાજા વિષે, વારૂ નિધાન વિવેકનું ૧

---

## પુરૂષના નિતિ ધર્મ.

છપય.

બેન, ભાઇ, ભોજાઇ, યોગ્ય હક તેને દઇએ;
નિજના જેવાં તેહ, પારકાં જાણી લઈએ;
નહિ કરિયે વિખવાદ, જાસતી નાણું જાતાં;
કોણ પ્રિયાને પુત્ર, કોણ પુત્રી, પિતુ, માતા;
જણ જણ આવ્યાં જણ જણ જશે, સ્વપન વતજ આપણ છિયે;
જે પેટ પડયાં તે પાળવાં, ફરજ બજાવી છૂટિએ. ૧

---

૧ સમુદ્ર. ૫ રાખ (નાયકા વીગરે) રાખવી તે.
૬ પક્ષપાત. × ગુજરાતી પુરૂશનો પહેરવેશ સારો.

શું પહેરે શું ખાય, જાય ક્યારે ને ક્યાં:
છે કોનાથી સ્નેહ, કરે કૃત્ય શું શું ત્યાં ત્યાં;
શું શીખે દિન પ્રતિ, યાદ એમાંનું શું છે;
પ્રેમ સહિત પરિપૂર્ણ, પ્રજાને રોજે પૂછે;
મન મોહન સ્ત્રી ને સંતતી, તપાસવી દિન જામની;
સમજી કરિયે ભવ સફળ આ, રટના રટિયે રામની. ૨

—✱—

## સ્ત્રીને દુઃખ દેવા વિશે.

વૈદર્ભિ વનમાં વલવલે. એ રાગ.

જુવતી ઉપર નહીં કીજિયે, કદી જુલમ લગાર;
હાથ ગ્રહ્યો તે ન છોડિયે, જાણી નિર્બળ નાર. જુવતી૦ ટેક.
અગ્નિ ને ઈશ્વર શાક્ષીએ, જેનો ઝાલિયે હાથ;
તેને કદિ તરછોડિએ, સાંખે શૃષ્ટિનો નાથ? જુવતી૦ ૧
અજમાવવા જોર આપનું, કરો સિંહ શિકાર;
બકરી ઉપર તે બળ કશું, કિડિ કટકનો ભાર. જુવતી૦ ૨
રળતું એ કામની કાજકે, પ્રિય પુત્રને કાજ;
ખરચ્યું વાવરિયું તે છે ખરૂં, આપનું જમિયા અનાજ. જુ૦ ૩
પિયરથી લાવે ન પ્રેમદા, તન ઢાંકણુ ચીર;
રોષ ન તોય હૃદય ધરો, ધરો સંતોષ વીર. જુવતી૦ ૪
માર ન મારીએ ક્રૂર થઈ, મુખે દઇએ ન ગાળ;
શિક્ષા આપી સમજાવિયે, જુઠાં દઇએ ન આળ. જુવતી૦ ૫
વિખુટી પડી માત તાતથી, રહે હળીને હમેશ;
દિલે તેને કેમ દુભિએ, લાજ તજિ લવલેશ. જુવતી૦ ૬
અર્ધાંગનાનાં માતા પિતા, આપણાં પણ એહ;
ગાળ તેને કેમ દિજીએ, જુઓ શાસ્ત્રમાં જેહ. જુવતી૦ ૭
મન મોહન મિત્ર માહરા, વાતનો છે વિશ્રામ;
ઠરવાનું એજ ઠામ છે, તેને કેળવો આમ. જુવતી૦ ૮

—✱—

## ઉત્તમ કૂળ વિશે.

### છપય.

ઉત્તમ કુળ તો એજ, બહુ વિદ્યા વિસ્તારી;
ઉત્તમ કુળ તો એજ, સુતા પામે સુખભારી,
ઉત્તમ કુળ તો એજ, લાજ લોકોમાં જેની;
ઉત્તમ કુળ તો એજ, તપાસવી કરણી તેની;
વળિ ઉત્તમ કુળ જગમાં કહું, દયા વધારે દેખિયે;
પર દુઃખ દેખિ ખમિ નવ શકે, લાયક કુળ તે લેખિયે. ૧

——❧——

## સ્ત્રી નીતિ ધર્મ

### સૌભાગ્ય વંતીના છપય.

સ્વામી સાથે સ્નેહ, કરી સાસરિયે રહેવું;
સ્વામી સાથે સ્નેહ, કરી મધુરું મુખ કહેવું;
સ્વામી સાથે સ્નેહ, કરી પતિવ્રત તે પાળે;
સ્વામી સાથે સ્નેહ, કરે ડહાપણને ચાળે;
મોહન કહે સ્વામી રીઝશે, ગણશે પ્યારી પ્રાણથી;
જો આ રીતે તે ચાલશે, તો એકે અવગુણ નથી. ૧

### પિયરમાં વર્તવાની રીત.

વશી પિયરમાં વાસ, પાસ માતાની રહેવું;
કરે ભાવ ભોજાઇ, કથન એવું મુખ કહેવું;
કહે પવિત્ર પડોશી, ભાઇ બોલાવે ભાવે;
સખી કરવી સદગુણી, બેન બહુ પ્યાર બતાવે;
સઉથી હળિ મળિ હેતે કરી, વશિ થોડા દિન વાસરે;
મન મોહન ભાવ ભર્યાં પછિ, સંપિ સિધાવો સાસરે. ૧

### સાસરામાં રહેવાની રીત.

ઉઠી પ્રભાતે આપ, વાસિદાં ઘરમાં કરીયે;
ગળિયે જળ ભલિભાત, માંજિ વાસણ વાવરિયે;

રસોઇ કરિયે રૂડી, જમાડી સૌને જમિયે;
સાસુ કેરે પાય, નેહ ભર નિત્યે નમિયે;
મન મોહન પિયુના કામમાં, સાહાયતા કીજે સદા;
જેથી દીલમાં દુઃખ ઉપજે, કહીયે નહી એવું કદા;



## પતિ વશ કરવા વિશે.

### ગરબી.

હારછો હારછો હારછોરે, તમે હરિ હઇયાના હારછો. એ રાગ.
કામની કામની કામનીરે, કહું શ્યામા શિખામણ કામની.
સદા સકળ સુખ ધામનીરે કહું શ્યામા શિખામણ કામની. ટેક
સુખિયારીને સ્વતંત્ર શોભે, વશ ભર્તાર જે ભામનીરે; કહું.૧
કઠણ નથી સ્વામિ વશ કરવો, એસરણ નથી બદામનીરે; કહું.૨
ગરજ નથી ગુણવંતીને એમાં, જંત્ર કે મંત્ર તમામનીરે; કહું.૩
ક્ષમા ખરીદવી ક્રોધી કનેથી, કસર કંજુસને દામનીરે; કહું. ૪
દાસી રહેવું થઇ ડાહ્યા પુરૂષની, ફુલણ ફુલાવો દિન જામનીરે ક.૫
સ્વામિની સાથ સદૈવ જઇ વસવું, રાખવી રીત સીતારામનીરે ક.૬
જગમાં અલ્પ જીવનછે મોહન, સુખને દુખ સ્થીતી નામનીરે;ક.૭



## સાસરે જતાં સખિયે દિધેલી શિખામણ

### ગરબી ૨ જી.

( અંચકો મચકો કારેલી. એ રાગ. )

સંચરતાં સઇયર સાસરિયે,
શુભ બોધ કરે સાહેલી બેન; વિનયથકી વર વશ કરજે.
આડું અવળું અવલોકિશમાં,
કૃત કરજે આલસ મેલી બેન; વિનય, ૧
મંતર જંતર જુઠા ગણજે,

બહુ ફરિશ નહીં પર ફળિયે બેન; વિનય;
જે કંથ કહે તે તું કરજે,
રાતે કદિ નહીં રઝળિયે બેન; વિનય. ૨
નિત સાસુ સસરાને નમજે;
પટ ઝીણાં તો તું તજજે બેન; વિનય૦
મરિયાદા ધરજે માનવિની,
ભાવેથી ઇશ્વર ભજજે બેન. વિનય૦ ૩
અતિ પતિવ્રત પ્રેમે આચરજે,
પતિ ગણજે પ્રાણથિ પ્યારો બેન; વિનય૦
નણદીથી નેહ ઘણો કરજે,
ધરજે તું રૂડો ધારો બેન. વિનય૦ ૪
કદિ વેણ ન વદિયે લાજ તજી,
દિલમાં ઇશ્વરથી ડરિયે બેન; વિનય૦
લોકો પાછળ અપજશ બોલે,
કશુંએ એવું નહિં કરિયે બેન. વિનય૦ ૫
તું સંપ સલાહથી સંચરજે,
સ્થિર થઈ ઠરજે સાસરિયે બેન; વિનય૦
નિજ માત પિતાને સહિયરની,
જ્યમ લાજ વધે તેમ કરિયે બેન. વિનય૦ ૬
તું લોભ મોહ મદને મત્સર,
તજિ કામ, ક્રોધ સુખ લેજે બેન. વિનય૦
જો ભાવિ જોગે ભિડ પડે,
સંતોષે રહી સેહેજે બેન; વિનય૦ ૭
જો વશ ભર્તાર કરી લીધો,
તો જગત બધી જશ ગાશે બેન; વિનય૦
જો કેણ કુડાં મુખથી વદિ તો,
કુળની કિરતિ કરમાશે બેન. વિનય૦ ૮
જો ભૂત તણું તેં તૂત કર્યું,
તો ભમીશ ભવમાં ભૂલી બેન; વિનય૦

મંન મોહનની શિખ માનિશ તો,
કહેવાઇશ નાર અમૂલી બેનં. વિનય૦ ૯

—— ❦*❦ ——

## અજવાળી રાતે કુદડી ફરી ગાવાની.

### ગરબી ૩જી.

હું તો ઇશ્વરને પૂજવા નીસરીરે લોલ. એ રાગ.

હું કહું તે શુણો સાહેલિયોરે લોલ;
આવો ગીત ગાવાને વ્હેલી વ્હેલીયોરે લોલ;
રૂડી જુઓ સરદની છે રાતડીરે લોલ,
છુટે કલેશ ખુલે છાતડીરે લોલ.
બહુ ઇશ્વરથી અંતરમાં બીજીયેરે લોલ,
પ્રીત પરનર શું ન કીજીયેરે લોલ;
ભલે ભાલાં બતાવે ભય આપવારે લોલ,
કોઇ દુષ્ટ આવે કંઠ કાપવારે લોલ;
કદી લાલચ બતાવે લાખ વાતનીરે લોલ,
પલળે ન પ્રેમદા સુજાતનીરે લોલ.
કદી કાપી કુપીને કડકા કરેરે લોલ,
શિળવંતિ સુંદરિ તે ના ડરેરે લોલ;
હોય પુર્વનાં પુણ્ય મળે પદ્મણીરે લોલ,
મોહન જો રિઝે ત્રિભૂવન ધણીરે લોલ.

—— ❦*❦ ——

## સામાન્ય નીતિ ધર્મ.

### દોહરો.

શીર પર ધોળી ચોટલી, શ્વેત વાવટો તેહ;
સલાહ કરવા સર્વથી, દીધો ઈશ્વરે એહ.

### છપય,

વયે વૃદ્ધ માબાપ, બોલ કહે તે સાંભળવા;
ગમતા લ્યો ગોઠવી, હસો બાકી શુણિ હળવા.

ખાન પાન સનમાન, આપીને તેને સેવો;
દિલમાં લાગે દુઃખ, શબ્દ એવો ન કહેવો;
પૂછે એકજ સો વાર તે, સુણિને રીસે નવ ચડો;
પુત્રે પુછયો સો વાર તો, ચડયો ચોપડે[1] કાગડો. ૧

વૃદ્ધ વયે નરનાર, શાંત ગુણ સબળો ધરિયે;
કરિયે નમ્ર સ્વભાવ, સહનતા ગુણ સંધરિયે;
પુત્ર પુત્રિ પરિવાર, કહે વહુ તે સાંભળિએ,
કહે પડોશી કાંઇ, તેથિ મનમાં નહિ બળીએ;
સંતોષે જમિએ જે મળ્યું; ને સજિયે જે સાંપડે;
મન મોહન ઘડપણ આપડું; સાચવીયે સમજણ વડે. ૨

પર ઘર જઇ મેમાન, એક કે બે દિન રહેવું;
રહે ત્રીજે દિન તેહ, મનુષ્ય તો હલકુ કહેવું;
જમવાટાણે જરૂર, તેહની તક સાચવિયે;
વનિતા સાથે વાત, કદી ઝાઝી નવ લવિયે;
ઘરના જનનું મન દેખીયે, તોજ તેહને ઘર જવું;
મન મોહન કહે નહિ તો તહાં, જવા થકી હલકુ થવું. ૩

દોહરો.

કામે કાજે જો કદિ, પર ઘર કરો પ્રવાસ;
આહાર, ઉંઘ, અગસના, તેના કાળ તપાસિ. ૧

---

૧. એક નાના બાળકે ફરી ફરીને બાપને સો વાર પૂછયું કે બાપા આ શું છે? તેને બાપે સો વાર ઉત્તર આપ્યો કે કાગડો છે અને તે સો વાર ચોપડામાં લખી રાખ્યું. પછી જ્યારે દીકરો જુવાન થયો અને બાપ ઘરડો થયો, ત્યારે બાપે બે ત્રણ વાર પૂછયું કે મારે માટે રાબ કરીછે? ત્યારે છોકરે એક બે વાર તો હા કહી અને ત્રીજી વાર કહ્યું કે મરી રહે ને છાનો માનો, રાબ કરીછે પછી ડોસે પેલા ચોપડાનું પાનું દીકરાને દેખાડીને કહ્યું કે તેં મને સોવાર પૂછયું તોપણ મને રીસ ચઢી નહતી અને તને મેં ત્રણ વાર પૂછયું તેમાં રીસ ચઢી. એ સાંભળી છોકરો શરમાઇ ગયો.

## પાપ છાનું ન રહે તે વિશે.

### ગરબી

વેગળો રહે વરણાગિયા. એ રાગ.

પાપ છાનું ન રહે પા ઘડી. ટેક.

હાંરે અલ્યા પાપ છાનું ન રહે પા ઘડી,
હાંરે પાપ છાપરે ચઢીને પુકારશેજીરે; પાપ૦
હાંરે અલ્યા ઉંચું છે આકાશ જેવડું,
હાંરે એની ઉંટની અસ્વારી તે ક્યાં જશેજીરે. પાપ૦ ૧
હાંરે અલ્યા ભુંગળ વિના તે ભવૈ[1] કરે,
હાંરે જાતે ભવાયાનું બાળ કેમ ભૂલશેજીરે; પાપ૦
હાંરે અલ્યા લાંબી બહુ છે એની જીભડી,
હાંરે તે તો મુંગું ગુફામાં કેમ ઝૂલશેજીરે. પાપ૦ ૨
હાંરે અલ્યા દેવતા તે ન દાબી શકયા,
હાંરે તું તો માનવ તારી શી મગદૂર છેજીરે; પાપ૦
હાંરે અલ્યા ચોરે ચૌટે ચિસો પાડશે,
હાંરે હઈયા ફુટયા જો હાજરા હજુરછેજીરે. પાપ૦ ૩
હાંરે અલ્યા પાપ હડકાયું કૂતરું,
હાંરે જેમ ધુરી આવે તેમ ધાયછેજીરે; પાપ૦
હાંરે અલ્યાં યુંક્તિ અનેક કદી કીજીએ,
હાંરે પણ જગતમાં જાહેર થાયછેજીરે. પાપ૦ ૪
હાંરે અલ્યા ચુકયા ચતુર મુખ્ય[2] ચિત્તથી.
હાંરે તારી અલ્પ બુધિનો શો આશરોજીરે; પાપ૦
હાંરે અલ્યા મોહન કહે તે માનિયે,
હાંરે અલગ અન્ય કરી પંથ પકડ પાંશરોજીરે, પાપ૦ ૫



---

૧. ભવાઇ. ૨. બ્રહ્મા.

# પ્રકરણ ૬ ઠું.

## સંસાર સાગર વિશે

### વસંતતિલકા છંદ.

રે! રે! દુખી દુખ ધરી દિલ શીદ બાળ;
છે ક્યાં સુખી ભવ વિશે, જન કોઈ ભાળ;
કર્મોનુંસાર ભવમાં સુખ દુઃખ હોય,
વારી[1] વિના ન જળધી કહેવાય કોય. ૧

### દોહરો

આ સંસાર અસારછે, દુખ તણો દરિઆવ;
પાણી તૃષ્ણા પૂરછે, નરતન તરવા નાવ. ૧

### વસંતતિલકા છંદ.

કાંઠે[2] જઈ નજર જો કરિયે ફરીને,
ઊભા રહિ અડગ એક સ્થળે ઠરીને;
ઘેરાવ ગોળ[3] નકિ તો પછિ એક ભાસે,
વેચેલ ભાગ દ્વયમાં જરૂરી જણાશે. ૧
પ્રાણી મુસાફર રહી તન નાવ માંય,
સંસાર સાગર વિષે ઉતર્યોજ જ્યાંય;
અજ્ઞાનથીજ ખરૂં જે નિજભાન ભૂલ્યો,
માતાનું મુખ નિરખી મનમાંહિ ફુલ્યો. ૨
ઝુલિ ખોળી જનની મુખ હસે નિહાળી,
પંથીજનો જ્યમ વહે શુભ સાથ ભાળી;
વાતે વિનોદ કરિને મન રાજી થાય,
એ વ્હાણના અટનથી શુભતા જણાય. ૩

---

૧ પાણી ૨ સમુદ્ર કાંઠો ૩ ગોળો સમુદ્ર કાંઠે એક ઠેકાણે અડગ ઉભા રહી જોઇએ તો દ્રષ્ટી મર્યાદાથી એક તરફ પાણી ને બીજી તરફ જમીનનો એક ગોળ ઘેરાવો જોવા માં આવે તે.

જ્યાં મધ્ય જાય નિધિને નહિ દ્રષ્ટિ પ્હોચે,
ચોમેર દેખિ દરિયો જન ઉર શોચે;
ના પેટકો કળી શકે નહિ તાગ પામે,
ઘોડો કરે પવનનો નકિ તેજ ઠામે. ૪
તેવી રિતે શિશુપણું ગત સ્નેહિ સંગે,
માબાપ ભાંડુ જનમાં ઉછર્યો ઉમંગે;
જુવાનિ મધ્ય જન પામી અચક્ષુ થાય,
માયા તણું ઉદર તે કળિ ના શકાય. ૫
નાસાર વસ્તુ જનને પછિ કાંઇ ભાસે,
માયા તણો નિધિ વડો નજરે જણાશે;
મોજાં ઘણાં અતિ વડાં દરિયાઇ થાય,
તેવા વિતર્ક વળિ તર્ક ઘણા જણાય. ૬
વાયુ તણે વશ દિસે પરિણામ ભેળું,
વાયુ[1] તણે વશ દિસે ફળ જીવ કેરું;
જે વ્હાણને નિધિ તણા જન જાણનાર,
તે ધ્રૂવ સામિ કરી દ્રષ્ટી જુએ સુમાર. ૭
જ્ઞાની જનો પ્રભુ ભજે સઘળા સમામાં,
રાખે નહિ હૃદય લાલચ તો રમામાં;
સામો નિહાળી તટને મન રાજી થાય,
જે રીત મોક્ષ મળતાં દુખ દેહિ જાય. ૮

ચોપાઇ

નાવિક નર નારી બે સજ્યાં, ખરાં ખલાશી બીજી પ્રજા;
સ્વારથ પગાર, પૈસો પ્રેમ, કળાય પેટ નિધિનું કેમ. ૧

દોહરો

તર દીઠી દહિ દુધમાં, હાજી કહે સઉ હોય;
પેખી મેં તર પાણિમાં, કબુલ કરો સઊ કોય. ૧
જેમ આગતર પાછતર, વાવેતર વખણાય;

---

૧ વિચાર વાયુ.

સાવતરજ× સંસારમાં, મુખ્ય માવતર+ થાય.
બાળ અમારૂં મુખ કહે; તે નવ જાણે બાળ;
ઉલંઘિ આજ્ઞા અનુંસરે, એ બાળક મુખ બાળ. ૩



# मातृ विरह.

## મંગળા ચરણ.

### દોહરા.

દેવાતણુ દેવો તણું, પીરોની પીરાઇ;
પરમ પ્રભુના પ્રભુ તણી, જેમાં રહે સમાઈ. ૧
નારદ સારદ સ્નેહથી, ગવરી પુત્ર ગણેશ;
સુર અસુર સર્વે મળી, *જેને નમે હમેશ. ૨
રામ, કૃષ્ણ, પૃથુ આદિ જે, ઈશ્વરના અવતાર;
એ *જેને આદર સહિત, વંદે વારંવાર. ૩

### સોરઠો.

એને[૧] આઠે જામ, પ્રેમ સહિત પ્રણામ કરી;
માતૃ વિરહનું કામ, અધિક હેતથી આદરૂં. ૪



## ગ્રંથ કરણ કારણ.

### સવૈઓ.

[૨]અર્કનિ કીંમત એમ જણાય ન, જેવિ જણાય બને બહુ એલી;[૩]
મૂલ ન પાણિ તણું પરખાય, જણાય ખુટે રણમાં જળ થેલી.[૪]
માત પિતાનિ હયાતિનિ કીંમત, મોહન જાણવિ છે મુશકેલી;
તે પણ તેમનિ સ્થિતિ હયાતિ, પછી સમજાય રિતેથિ સહેલી. ૫

---

× તમામ, + માવિત્ર.

* પરબ્રહ્મ. ૧. મા બાપને. ૨. સૂર્ય. ૩ વરસાદની ઝડી. ૪ પાણિનો પોટલિયો. ૫ માબાપને.

## માબાપનું ખાલી ઠામ

### કવિત

મોટાં મોટાં સરોવર ખચીત જો ખાલી થાય;
વળી વરસાદ થતાં વેગથી ભરાય છે;
સરિતા એક સમુદ્ર છેક તો સુકાઇ જાય;
કાળે કરી ત્યાંજ જળ ફરીથી ફેલાય છે;
ભરેલાં જે ઠામ તેતો ઠલવાય ને ભરાય.
આદિ અનાદિની રીત સદા ચાલી જાયછે;
ઠામ માત પિતાનું નતે ભરાય તેવી રીતે,
ખચીત મનમોહન જો તે ખાલી થાયછે.

---

## માબાપરૂપી શાલ તથા છત્ર વીષે.

### કવિત

શિત ઢાંકણુ છે શાલ સાદી ને સોનેરી રૂડી;
ઉષ્ણ વૃષાનાં છે છત્ર છત્ર ધારી કરમાં;
શિત ઉષ્ણ વૃષા સર્વ ઉપરના એતો હરે,
એવાં શિત ઉષ્ણ વૃષા ઉપજે અંતરમાં;
એ સમાવાનો ઉપાય સજે એવો આલમમાં,
કોઈ નથી કારીગર આવતો નજરમાં;
માતપિતા રૂપી શાલ છત્ર મનમોહન છે,
શિત ઉષ્ણ વૃષા હરનાર ચરાચરમાં. ૭

---

## માબાપરૂપી ઢાલ વીષે.

### દોહરો

રણ સંગ્રામે શૂર નર, અંગ સજે જયમ આપ;
સંસારે સંગ્રામમાં, એમ ઢાલ માબાપ. ૮

---

## વૃદ્ધ માબાપ વિષે કુપુત્ર પ્રતિઉક્તિ

### કવિત

કુપુત્ર કહેછે માત તાત વૃદ્ધ કામનાં શાં,
અરે ઓ નાદાન જ્ઞાન તારૂં તેં ગુમાવિયું;
લાખ તાળાં તારાં જો લબાડ ચોર ભાગી લેશે;
ચાહન ચૌટામાં મળે મન માની *ચાવિયું
ખજત રક્ષક તાળાં ચામડાનાં તારાં આછે;
ધન ધાન્ય સોંપ ભેળું કરી મન ભાવિયું;
જુનો દફતર નોંધ તેતો ડોસો અને ડોશી,
બીન કુંચી વાળું તાળું નિર્ભય લગાવિયું. ૯

### સોરઠો

એમ અનુભવ્યું અંગ, માતૃ અંગના ભંગથી;
પ્રેમે આજ પ્રસંગ, માતૃ વિરહ તેથી રચ્યો. ૧૦

---

## માતૃ સ્નેહ

### કવિત

માળામાં ઈંડાં મૂકીને સેવન કરેછે સ્નેહે,
સેવા તે બચ્ચાંઓ કહો તેની ક્યારે સજેછે;
માંજારી[૧] મોંમાં ધાલીને, ફેરવે સદન[૨] સાત,
તગડતાં શ્વાને[૩] ક્યાં દેહાંત[૪] સુધી તજેછે,
વૃશ્ચિકા[૫] વિચારે જે વિનાશ વંશથી છે મારો;
ઈરાદો ન તોય વંધ્યા રહેવા ઉપજે છે,
માતૃ સ્નેહ છે અછેહ કહેં મનમોહન એ
ભલો ભવ માંહી સ્વાર્થ રહિતનો ભજેછે. ૧૧

### દોહરો.

ઓગણિસો ચોત્રીશની શુભ વિક્રમની સાલ;
શુદ ચઇતરમાં સંચર્યો, કચ્છમાં મોહનલાલ. ૧૧

---

* કુંચીઓ. ૧ બિલાડી. ૨ ધર. ૩ કુતરાં.
૪ મરવા સુધી ૫ વિછણ.

## પાંત્રીશાના તાવમાં સ્વઅંગે પીડા

### સવૈઓ.

ઓગણિશે પર પાંત્રીશ પૂરણ, વિક્રમ સાલ જયહાં વરતાય;
વર્ષ તણી શરૂઆતિ થકી તન તાવથિ છેક ગયું જ તવાય,
પોષ વિશે લખિ પાઠવિયો[૬] પછિ પત્ર જખાઉથિ શ્રીપુર માંહી[૭]
શુદ્ધિ શરીર તણી તજી મોહન પત્ર શુણિ ગયા માત મુઝાઈ૧૩

### દોહરો

માઘથિ મુજ સાથે વસ્યાં, સર્વ વર્ષ મળિ સાત;
કાયા મુંકી કચ્છમાં, માત સનેહ અથાત. ૧૪

### સવૈયો.

વિક્રમ વર્ષ કહું ત્રયતાળિશ,[૧] ઓગણિસો કર એ થકિ આગે;
ફાગણુની વદિ ચૌદશ વાસર.[૨] બુધ તણો નિશિના નવ વાગે;
ગામ ભચાઉ કહું કચ્છ પ્રાંતનું, જ્યાં જનની પડિયાં જઈ દાગે,[૩]
શંકર કાશિપતી સમર્થા, હિમવાન તણી તનયા અરધાંગે. ૧૫

### કવિત.

રૂદન કરતા તેને રાંડી રાંડ હું કહેતો,
નિસાસા મુંકતા તેને નિસાશિયા માનતો;
વિલાપ કરતા તેને વિલા મોંના હું કહેતો,
વિલા મોંની હોય તેને દિવાના પિછાનતો;
હશી હશી પ્હેરવું પોઢવું ખાવું પીવું ખૂબ,
રૂચે નહીં તેને સદા શોગિયા હું જાણુતો;
કહે મન મોહન આ માત અંગ ભંગ થતાં,
હવે એ વાતનું અભિમાન નથિ આણુતો. ૧૬

### સવૈયો.

વાત તણો વિશરામ[૪] નથી, પછિ કાલજ કષ્ટ કો પાસ ઉચારૂં;
ધામ તજીને મુકામ કર્યો, વન ચંપકમાં પ્રગટયો દવ ચારૂ;
માત કે તાત મળે નહીં પાસ, કહે કરિ ચુંબન બાળક મારૂં;
રે મન મોહન આ વખતે, ગત વિક્રમ ભોજ હશે કયહાં વારૂ. ૧૭

---

૬ મોકલ્યો. ૭ અમદાવાદમાં.
૧ ત્રેતાળીસ. ૨ વાર. ૩ દાહે. ૪ વિસામો.

### દોહરો.

સંકટ ને સનમાન તો, પામે નર પરદેશ;
હાલ જુઓ હરિત તણા, તજી આપનો દેશ. ૧૮

### સોરઠો.

ભચાઉમાં નહિ ભાઇ, અંગિત જેવું એક પણ;
મૂળ વ્યાધિ તન માંઇ, ત્યાં વળિ મૃત માતા થયાં. ૧૯

### સવૈયો.

. ?રસે ઉર હામ હઠાવિજ, પોષ થકી પ્રગટી તન માંહી;
ફાગણમાં જનની તજિ દેહ, વળ્યાં તજિ વ્હાલ થયાંજ વિદાઈ,
વાયુ વધ્યો વિધ વિધ તરેહ, શરીરનું સત્વ ગયુંજ સુકાઈ;
વ્હેમ વિવિધ તણા મનમોહન, ભીતર માંહિ ગયાજ ભરાઇ ૨૦
છોડી ભચાઉ ગયો ભુજ શેહેર, વસ્યો જઇ [1]મંદિરનીજ જગ્યામાં
ના નૃપ કેરી હજુર શક્યો જઇ, દર્દ અધિક હતું હઇયામાં,
તાત વગેરેનિ તર્ફ લખ્યું અવલોકન આવિ જવા કછડામાં,
અંત સમો સ્વપને દરશાય, રહી નીત દીવશ તેમ નિશામાં ૨૧
સેજ પલંગ દિધાં વળી વાહન; તેમ જવા નિત્ય ઔશધશાળા,
માંદગિ કેરી મંજુર રજા કરી, આશ્રય સર્વ વિધે કરિ આલ્યા
પાલણ લાડ કહે કવિ કોવિદ પુરણ તે રિત માહરાં પાળ્યાં;
વાહરે વાહ ખમારે ખમા ખુદાવંદ ખેંગારજિ વા! કછવાળા૨૨
જોશિ કહે ન દિવાળી જુએ, વળિ વૈદ કહે ન બચે કોઇવાતે
ડાકટરો વિદવાન કહે નથિ રોગનું બીજ શરીર જરાતે,
છાતિ જુએ કર ભુંગળિથી[2] વળિ આંગળી ઠોકી જુએ પડદાતે[3]
કોઇ રીતે નહિ રોગ કળાય, કહે મનમોહન વ્હેમ વડાતે ૨૩
જો તન જોઉ તપાશિ તપાશિ ગઈ બધિ ખાંસિજ બાળી[4] ભીખાજી
એક રહ્યું ક્રમ કૈવત અંગ તુટે, પગ હાથ અહોનિશ માંજી;
ટોપિ ચડી પડી શીર નિશાનિ,[5] ન નિંદ્ર મળે ને બળે નયણાંજી;
કોઇ પ્રકાર ન દર્દ કળાય, શું થાય મુંઝાઉ રહયો મનમાંજી. ૨૪

---

૧ સ્વામી નારાયણની ૩ પેટના. ૪ મે. શેઠ ભીખાજી જીવાજી ભુજ સિવિલ હોસ્પિટલના ડાકટર સાહેબ ૫ કેફની.

મો* મુજ તર્ફ રહે જન જોઈ, અછો અછો એ કરિલે ગિમ ગીની;[1]
તિક્ષણ બુદ્ધિ નહીં વરતાય, કદાચ ગઇ નિશિ ને રહિ ×દીની
લાજ વિશેષ વિછોહ જનૂની, લલાટ લખેલ કજા ધરદીની;
લક્ષણ છોલન[2] ડહાપણના, વલગી દુઃખ રૂપિણિઅંતર છીની. ૨૫
અંતરના અવલોકિ કહે, ધરિ ધીરજ ક્યાંહિ હવા બદલો;
સૃષ્ઠિ પતિ કરશે શુભ નામ, અહીં ગુજરાત જવા નવ લ્યો;
પ્રાણ અતિ પ્રિય છે તમને, અમને પણ એજ નથી દવલો;[3]
રાસ્ત કરી બરદાસ્ત બહુ, નિજ ભાવ મુરબ્બ ભજાવિ ભલો. ૨૬
સ્નેહિ સગાં સઉ દેશ જવા કહે, હિંમત હારિ બિહું દરિયાથી;
વ્યગ્ર થઈ ગુજરાત વિદાયનિ, મેળવિ એમ રજા ભુજમાથી;
આવિ અને અટક્યો હું અંજારમાં, હામ ન ચાલિ શકી હઇયાથી;
શું પરિણામ થશે મન મોહન, કેમ શકું કહિ વ્યગ્રપણાથી. ૨૭
ઉરથી આતમરામ ચિન્યો તન તત્ક્ષણ તેહને કીધું હવાલે;
એ પણ રોગ નથી ઉચર્યો, દિધું ઔષધ ઉત્તમ સ્થુળ નિહાલે;
જામનિ જાગ્રણ તે ન થયું, વળિ પોઢિ ઉઠયો સુઇ પ્રાતસકાલે;
શું પરિણામ થશે મોન મોહન, ધાર્યું હશે શું વિશ્વંભર વ્હાલે. ૨૮

**દોહરો.**

જે ખાસીથી જરૂર મેં, તજિ બચવાની આશ;
ભગવંત ને ભીખાજિથી, નિર્મુળ તે થઇ નાશ. ૧૯

**સોરઠો.**

એવો આપત કાળ; જે અવસર આવી ચડયો;
લેવાને સંભાળ, ભાઈ મગન [4]આવ્યો ભલે.

**સોરઠો.**

શુભ કીધી સંભાળ, વળિ જીવણ કોઠારિએ;
વધુ જણાવ્યું વ્હાલ, સર્વે સાધુ [5]પસંત મળિ. ૩૦

**વસંત તિલકા છંદ.**

નાડી તમામ તનની થઇ તાર રૂપ,

---

* મુખ. × દિવસ. ૧ ઉદાસી. ૨ છોલયા. ૩ થોડો વ્હાલો. ૪ અમદાવાદથી. ૫ સ્વામીનારણના મંદિરના,

વેગે ઉતાવળિ અધિક કુદે અનૂપ;
પાણી[2] અને પગતણિ વળિ પીઠ કેરી,
શક્તિ ગઇ સહુ બન્યું મન તુલ્ય *મેરી. ૩૧

## શરીરમાં વાના રમાડા-સવૈયો.

વા વપુમાંહિ છ વર્ષ થકી થઈ વ્યાપ્ત જણાય સદાય શિયાળે,
તે પણ છેક છુપાઇ ગયો વિતિવર્ષ ગયાં ક્રિય નેણ નિહાળે;
એ પણ ભેદન સ્વારિ કરી ભિન ભિન્ન રૂપે પ્રગટ્યો તક ભાળ્યે,
ભ્રાંતિ પડી ક્ષયની ભરપૂર દાહેલ ન જે કદિ મોહનલાલે. ૩૨

### દોહરો.

કહે લિવર કમ્પ્લેન કઇ, કઈએ ધાતૂ ક્ષીણ,
મોહન ક્ષય માન્યો મને, જાણે પ્રભુ પ્રવીણ. ૩૩

### સવૈયો.

આત[3]મ જે અગનાન રૂપી તજિ જ્ઞાન અહયું ફરિથી કરિ આમેં,
આતમ આ થઇ શુદ્ધ રહયો દુર દર્દ ગયું વળગ્યો નિજ કામે;
ઓળખ આત[4]મ કેરિ પડી પરમાતમ સાહ્ય થયો પરિણામે,
મિત્ર શુણો મન મોહનના કરિ એ કરૂણા ખરિ આતમ રામે[5] ૩૪

### દોહરો.

એવા માતૃ વિજોગથી, થયા હતા મુજ હાલ;
સદગુણ માના સાંભરે, તથા અવસ્થા બાલ. ૩૫

## બાળચેષ્ટા સ્મર્ણ-કુપુત્ર પ્રતિઉક્તિ.

### કવિત.

પય પાન કરાવતાં દંતથી ડશન કર્યું,
અરે કહી આધી ભાગી પાછો વળગાડતી;
ઉપકાર તણા અપકારી તને વિસારી તે,

---

૨ હાથ, ૩ અંધારૂ, ૪ સ્વઆતમાની, અથવા આપ જેવા મિત્રોની, ૫ અંજાર ડીશપેનશરીના ડાકટર, * અ

-હૃદયમાં બાંડી ચુંબન કરી રમાડતી;
નખોરીયાં તારાં હજી નેટ જો રૂઝાયાં નથી,
ખેલતો ખોળામાં કે તે કેડમાં ઉપાડતી;
કહે મન મોહન કુપુત્ર અપકારી અલ્યા,
પ્રેમે ગાઇ અલોલોને પારણે પોઢાડતી. ૩૫

**સવૈયો.**

હાલન ચાલનની નહિ હીમત બોલન શક્તિ બરાબર ક્યાંથી;
તેમ ટટાર ન બેશિ શકાય ઉભું ન શકાય રહી પગમાંથી;
દુધ અહાર મળ્યાં ઘરસંગ નહિ અળગો તું અશુચિપણાથી;
શેનિ સતા હતિ તે તું વિચાર કુપુત્ર અભાગિયા પેટના સાથી. ૩૬

## માતા રૂપી ગુરૂ વિશે.

**કવિત.**

જ્ઞાનવાન થયો ત્યારે ગુરૂઓ ઘણાક મળ્યા,
કોએ આપ્યો મંત્ર અને કોએ કાન ફુંકિયો;
સ્વાર્થ તણા સાધનાર સિદ્ધ બની સમજાવે,
પણ આપદા આવી ત્યાં એકે નહીં ઢુકીયો;
સીસોડો વગાડી સજાવ્યું સારૂં જ્ઞાન તને,
માયા તજી પળ વાર રેઢો નહીં મુંકિયો;
કહે મન મોહન ઓ કુપુત અધર્મિ અલ્યા,
ખોટા ગુરૂ ખોળી તું ખરા ગુરૂને ચુકિયો. ૩૭
આંગળિયો આપી પેઇ પેઈ તને ઉભો રાખ્યો,
ચાહનાથી ચાલણુ ગાડી દઇ ચલાવિયો;
કાકા મામા કે'વરાવી જીભ્હાનું સજાવ્યું જ્ઞાન,
ખરે ખાત ખાતાં પણ એણેજ શિખાવિયો;
મુંગો મુંગો રોતો અને માગતો મુખે અનેક,
રંગ વડો એને જે એ વર્ત્તિને રિઝાવિયો;
એવે ટાંણે એક ગુરૂ કિયો તારો આડો આવ્યો,
જે તેણે ઓ મુર્ખ ખરા ગુરૂને મુકાવિયો. ૩૮

લીંટ નાશીકાએ જતું મુખમાંથી લાળ જતી,
પટકૂળ પંડનાથી એ તને સમારતી;
શંકા લઘુ દીર્ઘ સર્વથી ભરાતાં વસ્ત્ર સારાં,
ધોઇ તને આપ તણાં વસ્ત્ર તે સુધારતી;
ખાતાં પીતાં તું ખરાબ એમજ કરતો એને,
વિપત્તિ વેળાએ પણ તને ન વિસારતી;
કહે મન મોહન ઓ કુપુત્ર અકર્મિ અલ્યા,
એને મુકી અન્યની શું ઉતારછ આરતી. ૩૯
હાથ પોતાના હલાવી હીંચોળતી હેત ધરી,
આપ તણું સત્વ તને પાઇને ઉછેરિયો;
કડુ કડુ ખાઇ તારી કાયાનું જતન કર્યું,
મોટો થઇ માનછ તું દેવલાં ને દેરીયો;
જાણે છે જરૂર એજે જાણો ન જનીતા જેણે,
અમારૂં ઉત્કૃષ્ટ શું કરશે એની ફેરીઓ;[1]
કહે મન મોહન ઓ કુપુત્ર અભાગી અલ્યા,
દેખી ફલ કુટીલ તું લઇ દશ શેરીયો. ૪૦
સરસ ખાવાનું અને સરસ વસ્ત્રાલંકાર,
આપ તજી ખરે તને ઉમળકે આપતી;
નવરાવી ધોવરાવી રાખતી શરીરે સ્વચ્છ,
દુઃખી દેખી તને નિજ આત્મને સંતાપતી;
તને તેનો ગણી અને સહન કરતી સર્વ,
જપદેવી દેવીયોના તારા સારૂં જાપતી;
કહે મન મોહન ઓ ગુરૂના ગુલામ નર,
તારી અતિ દાઝ તેના અંતરમાં વ્યાપતી. ૪૧
પ્રેમ ધરી પ્રસુતાની કરી ન પ્રદક્ષિણા તેં,
અડસઠ તીરથ તું ફર્યો પણ ના ફર્યો;
જનિતાને નમસ્કાર કદી ન જો તેં કર્યો તો,
તેત્રી કોટી દેવને તેં કર્યો પણ ના કર્યો;

---

૧ પ્રદક્ષિણા.

કૃતઘ્નતા કરતાં ન ડર્યો જેની કુખે વસ્યો,
પ્રભુના ડરથી જો તું ડર્યો તોય ના ડર્યો;
ઠર્યો ચોર પ્રભુનો ન કહે મન મોહન તું,
પ્રસુતાનો ઠર્યો તોય ચોર પ્રભુનો ઠર્યો, ૪૨
દર્શન ન ચ્હાય નેણુ માતૃનાં માન્ય કરીને,
ઇચ્છે નેણુ એન નર ઉલૂક નાદાન છે;
માતૃનો મુખોપદેશ કાન શુણુવા ન કરે,
નરનો એ કાન નહીં બંદૂકનો કાન છે;
જાપ પ્રસુતાની પ્રાર્થનાના જો ન જીભ જપે,
નરની નહીં એ ઢોર મુઆની જુબાન છે;
કર પદ માતૃ સેવામાં ન જો તત્પર રહે,
નર તન ધરિ નહીં ધરિ તો હેવાન છે. ૪૩

**દોહરો.**

પ્રતિબીંબ પ્રસુતા તણું, હ્રદય રહે નહિ રેષ;
હ્રદય શુન્ય તો જાણિયે, હરામિયોનું હમેશ. ૪૪

—*—

## જોગ માયા રૂપ માતા અંગ.

**કવિત.**

જગત જનની જોગ માયા છે અનેક રૂપ,
એમાંનું એ એક રૂપ તાદૃસ્ય તમામ છે,
મહાલક્ષ્મિ કહો તો જે પામ્યા લક્ષ્મિ એ પ્રતાપ,
અનપુરણા કહો તો પુરેલાં અનામ છે;
બાળી કહો તો તે તમે આપ એના બાળક છો,
અંબિકા કહો તો એહ એનું ઉપનામ છે;
આદ્ય શક્તિ આપની તજી ઉપાસો કાં અદર્શ,
તાદૃસ્ય[1] પ્રસુતાને જે કહો જે પ્રણામ છે. ૪૫

**સવૈયો.**

જો ગણુતી[2] કરિયે અહની ન ગણીતથિ બ્હાર રહે કદિએતો,

---

૧ સાક્ષાત. ૨ ગણુત્રી.

જો ગણુતી કરિયે ધન બુંદનિ તો થઇ પાર રહે કદિએતો;
જો ગણુતી કરિએ તન *રૂહનિ થૈ અલગાર રહે કદિએતો,
માતૃ તણા ઉપકાર વિચારીયે આવી ન પાર રહે કદિએતો. ૪૬

## દોહરો

અવર તણા ઉપકારનો, બદલો દેવો સ્હેલ,
પણ પ્રસુતા ઉપકૃત તણો, છે મળવો મુસ્કેલ. ૪૭

## કવિત.

ભુખી રહી માતા પોતે બાઇને ધરાવે ભોગ,
ભોગ તો ખરા એ પણ ભોગ કહો બાઈના;
વસ્ત્ર દુઃખ માતા વેઠે પોતે સારાં વસ્ત્ર સજે,
એતો ઉમદા પોષાક સરવે આડાઇના
મા સદા મજુરી કરે આપ ચડે વાહનતો;
વાહને ચડયા ખરા એ વાહન નાગાઇનાં,
સાથરે પ્રસુતા સુએ આપ પોઢે પલંગમાં
પલંગતો ખરા એ પલંગ ચિતા બાઇના. ૪૮
લખો પતિ આપ પણ માતા તો વલખાં મારે,
એ લક્ષ્મીને સ્થિર તે નિહાળશે કે હાલશે;
લાજ રાજ સમાજમાં માતા મહા કષ્ટ વેઠે,
એના પગ એ લાજ પખાળશે કે ×ખાળશે?
સારી સારી વાતો કરે દાદ ન માતાની ધરે,
આલમ શાબાશી પછી આલશે કે આળશે.
કહે મન મોહન જે કૃતઘ્ની માતાનો જાગ્યો,
એ તે કુળ આપનું ઉજાળશે કે જાળસે. ૪૯
નસો જેની નસોમાંથી અસ્થિ[1] જેના અસ્થિમાંથી,
જેના શોણીત[2]થી થયું શોણીત શરીર છે;
ત્વચા તણાં તત્વ પણ જેની ત્વચામાંથી થયાં;
ખરૂં આ બંધાયુ જેનાથી કરી ખંબીર[3] છે;

---

* શરીરનાં રૂવાં. × અટકાવશે.
૧ હાડકુ ૨ લોહી. ૩ ખોળીયું.

પ્રાણુની પ્રકાશ જ્યોત જેનાથી આ જ્યોત જાગી
પાન કરી પ્રોઢો થયો આપ જેનું ક્ષીર છે;
કુકૂટ[4] કોકીલ[5] કહો કપોત[6] કેવો તે પુતઃ
જાય જો ભુલી એ સર્વ ઉતર "કુ" વીરછે 50
શીરની છે શિખા[7] કેના મુખતાનુ શીગડું છે,
લાયક લલાટ કેના ઓરશિઓ એ હશે,
મોટા મોટા ડોળા કેના ઓળાછે અસ્તાચળના,
કર્ણુછે કે કડાં કીંવા સુપડાઓ તે હશે;
નાશીકા હશે કે હશે નળીયું ઊંધુ વળેલ;
મૂછ મર્દની કે પુંછ ખરતુ[9] ખરે હશે;
ધિમંતનુ ધડ કે ના ચરૂ સૂલે ચડાવાનો,
કેના કાંણો કોથળો કુપૂતનો આ તે[10] હશે. 51
દિલ નહીં દયા માયા ક્રૂર ઘણો ક્રૂરતામાં,
આનન[1] અવલોકતાં[2] અતિ અદભુત છે,
દુરાગ્રહી દેખતામાં પ્હોચેલો છે પેખતામાં;
મમતનુ ઝાડ મન મહા મજબુત છે;
જાણે ન જનીતા કષ્ટ પરાયું શેનુ પિછાને;
અચ્યુતને જાણે નહીં એવો અબધૂત છે,
નહીં અબધુત તો તે જાણો જમદુત હશે,
નહીં જમદુત તો તે જાણો જે કપૂત છે. 52

દોહરો

ક્રિયા કરેછે *બાવની, બહુ ધનવંતા બાળ,
પ્રસુ પાછળ કરિ પ્રેમથી, એ અસલી છે ચાલ. 1
જોગ નહીં કરજર તણો, વૃતિમાં રહયો ગરીબ,
બને કેમ પછિ બાવની, પડયું પ્રેમ પ્રતિબીંબ; 2
મન માન્યો સંતોષ મેં, અધિકો ધરિ આનંદ,
બાંધી વિરહ બાવની, બનાવિ બાવન છંદ. 3

---

૪ કુકડો ૫ કોયલ ૬ હોલો ૭ ચોટલી ૮ કપાળ ૯ ગધેડ
૧૦ વ્યર્થ. ૧ મોઢું. ૨ જોતાં. * બાવન શ્રાદ્ધની ક્રીયા.

ગણુના માતૃ ગુણુનિ કદિ, શેષથિ કરિ ન શકાય;
કોણુ માત્ર મારી ગતિ, કિંચિત કેમ કથાય. ૪
કઇ અવતારી નર થયા, થયા મુની ને મહંત;
પ્રસુતા કેરા પ્રેમનો, અલ્પ ન પામ્યા અંત. ૫
વળ્યો ન બદલો કોઇથી, તૃપ્ત થયા નહિ કોય;
નવધા ભક્તિ માતૃની, સપૂત કરશે સોય. ૬
પરલોકે પદ પામશે, શ્રવણુ સમું સાક્ષાત;
રિઝે દેવ દેવી -હૃદય, મન દઇ સેવો માત. ૭
અહો માતૃ તુજ ગુણુ તણો, છઉં હું સદા ગુલામ;
બાવનિ કરતાં બંધ હું, પ્રેમે કરૂં પ્રણામ. ૮

સોરઠો.

છું હું તારો દાસ, અહો પ્રભુ એ માતૃને;
છે તારો વિશ્વાસ, ઉત્તમ પદ ત્યાં આપજે. ૧

ઇતિ માતૃ વિરહ સમાપ્ત-



## માતા સ્તુતિ.

ફરી હવે ફારબસ જેવો રે, અમલદાર ક્યાં મળે એવો- એ રાગ
નથી હવે તું સમ ત્રાતા રે, મૂલી[1] બાઇ અમૂલખ માતા. ટેક.
મૂલ ખર્ચે મન માન્યું મળે છે, સોંઘુ અને મોંઘુ સર્વ;
પ્રસુતા જેવું નહીં પામે પદારથ, ખર્ચે ભલે દ્રવ્ય ખર્વ. નથી૦ ૧
સુંદર[2] સંતતિ સુંદરિ સર્વે, મળવાની આશ રખાય;
આ અવતારમાં અલ્પ ન આશા, મળવા તણી કદી માય; નથી. ૨
ભાઈ ભોજાઇને બેન બનેવી, સગાં હશે ભલે સોય;
માવડી તારા અંતરનો ઉમળકો, એવો દીઠો નહી કોય. નથી. ૩
ધન મળે કદી ધામ મળે નથી, કેવળ ન મળે જે ક્યાંય;
મહી મંડળમાં માતા મળે એવો, એક ન સુજે ઉપાય: નથી. ૪

---

૧ મુલ્યવાન, મારાં માતુશ્રીનું નામ હતું. ૨ સારી, મારી છેક નાની છોડીનું નામ છે.

મારો મારો કહી મોં મલકાવે, છોટો ગણે સદા છેક;
માતા કરંતાં પોતે થયો મોટો, એવો દીઠો નથી એક. નથી. ૫
જો કદિ આજ્ઞા ઉલંગી મેં તોય તેં, હૃદયે ધરી હશે રહેમ;
અહો માતાજી ઉપકાર તારા, કહો વિસરશે કેમ. નથી. ૬
સંકટનાં અમ સારૂ તુજ શિર, ઝાઝાં ઉગ્યાં હતાં ઝાડ;
અંત લગિ એ વિસરશે ન અમને, કંપતાં રહેશે હાડ. નથી. ૭
સંસારમાં રહી કરવાં પડે સહુ સંસાર કેરાં કામ;
ઊરની ઉલ્લટ એ ગઇ ઉડી, હઇયા તણી ગઇ હામ. નથી. ૮
*તન તનયા અને સુંદરી આદિનો, સ્નેહ છે સ્વાર્થ સમેત;
ખુદરતી આખી ખલકમાં ખરેખર, માના હઇયાનુ હેત. નથી. ૯
ટોળા વછુટી મૃગલી કહીએ, જળથી વછુટ્યું મીન;
વ્હાલી માતા વછુટયાથી હવે સુખ, રંચન રજની દિન. નથી. ૧૦
ચકોર નિરખે રહી જેમ ચંદ્રને, ખેમ વદન મારૂં જોઈ;
હેતે કરીને અતિ હરખાતી, ખરી પ્રીતિ તે ખોઇ. નથી. ૧૧
રાંધી રસોઇ તૈયાર રહે પણ, વિલોકે બેશી વાટ;
વ્યાકુળ થાય વખત જાય વિતી, ઊરમાં કરે રહી ઉચાટ. ન. ૧૨
સાંજે સવારે સંભાળ કરે બહુ, નાના બાળકની જેમ;
અહો પ્રસુતા તું અહોનિશ કરતી, ઉત્તમ સંભાળ એમ. ન. ૧૩
તારૂં મુખારવિંદ નજરે તરેછે, ભાસેછે ભણકારા બોલ;
રમી રહ્યું તારૂં ચિત્ર હૃદય છે ઉપજે છે સ્મરણ અતોલ. ન. ૧૪
ભોળાપણું તારૂં માવડી બારે, એ કેમ ભુલી જવાય;
એ સામે મારી આ કમ અકલનો, પુરો પસ્તાવો થાય. ન. ૧૫
જાત મ્હેનત લઇ જતન કર્યાં તુજ, પુરાં લડાવ્યાં લાડ;
હઈઆ ઉપર રાખી હુલાવિયો, એ શું ઓછો તુજ પાડ. ન. ૧૬
નિશાળથી કે નોકરી પરથી, આવતો દેખી અત્યંત;
ખમા ખમા કહી ખુશી થતી, એવો પ્રેમ તે આજ પર્યંત. ન ૧૭
બીડી હૃદયમાં ચુંબન કરતી, ફેરવી મોંપર હાથ;
એ વાતના તો હવે રહ્યા ૧ઓરતા, સહુ ગયું તુજ સાથ. ન. ૧૮

---

૩ પુત્ર પુત્રી ૧ કોડ

મસ્તક દુઃખે માવડી મારૂં તો, દિલે થતી દિલગીર;
આપ અધીરણ બનતી અતિશય, નયન થકી જતાં નીર. ન.૧૯
એક ફડાકામાં જીવ ઊડી ગયો, બીજે ઉડી ગયો એજ;
બીમારી મારી તારો જીવ લેવા, હું જાણું આવી હશેજ. ન.૨૦
આડોશી પાડોશીને ત્યાં વિચરતાં, એહની એજ ત્યાં વાત;
પુત્ર મારાને આરામ કરે પ્રભુ, થાય ભલે મારી ઘાત. નથી. ૨૧
અહો માતા એ વેણ તમારાં, સાલે છે બાણ સમાન,
હું જાણું છુ મને આપે આપ્યું હશે, નિજ આયુષ્યનું દાન. નથી ૨૨
આ સંસાર અસાર અરણ્યમાં, એકલો મુકતાં આમ;
વિશ્વાસ કેનો માતા વસ્યો ઉર, હૈયાની કેમ ચાલી હામ. નથી. ૨૩
તાપણી જેને કહેતાં તમારી, તે કેમ છોડી જાય,
ગભરૂં રળી[1] શું ગળે અડી નહીં, કેવળ છાંડી કૃપાય; નથી. ૨૪
મા દીકરાની સાચી સગાઇ, એ નવ ધારી ઉર;
વ્હાલી માતા એ ઘટે નહીં તમને, દેહ તજી થયાં દૂર, નથી. ૨૫
કાળજું અર્ધ કપાઇ ગયું છે, માડી થતાં તુજ મર્ણું;
જ્ઞાન તંતુઓ ગુંચાઈ ગયા, નથી ચાલવા કહેતા ચર્ણું. નથી.૨૬
ઉંચી નજર કરી જો અવલોકું, એક ન સુઝે આધાર;
રાત દિવસ દિલ ચેન પડે નહીં, વિધ વિધ થાય વિચાર. નથી. ૨૭
ગત થાય એકને એક જન્મે એ, ઘડી પ્રભુએ ઘટમાળ;
પણ પ્રિય માતા તમારા જવાથી. હવે થશે શા હાલ, નથી. ૨૮
દીન દિવાળી[2] કાંઇ ન સમજે, બોલાવે કહિ મને "માય;"
સમજુ થતાં માનો શોષ રહેશે, એને બિચારીને આંય. નથી. ૨૯
ચૌદની સાલમાં વઢવાણ આવ્યાં, એકવિશે અમદાવાદ;
પ્રતિપ્રાણુના અંત સુધી કરી, એતો રેહેશે યાદ. નથી. ૩૦
ખોળામાં ચડી ખુંદતો ખાંતે. એ દિન ક્યાંથી આજ;
મોહનો મારો મને કહેતાં, લખતાં આવે છે લાજ, નથી. ૩૧
મરેઠી ટોપી પહેરાવી માથે, પીળી ચોરણી પાય;
કેડીયું ફુલકારીનું કરાવી, કહો કોણ રાજી થાય. નથી. ૩૨

---

૧ મારી પેહેલી પુત્રીનું નામ. ૨ બીજી પુત્રી.

દિવાળી આદિ પર્વને દહાડે, જાતાં દર્શન દેવ;
કેડમાં તેડી માયાળુ માતા જતાં, જ્યાં જડિયો[1]મહાદેવ, નથી. ૩૩
રામ મ્હોલ ને મુરલી મનોહર, વઢવાણમાં વિખ્યાત;
મણી થકી મને ગણતાં મોંઘો, રત્ન આવ્યું રાંક હાથ. નથી. ૩૪
નારણ ઘાટને માણેક ચોકમાં[2], તે પણ તેમને તેમ;
લાડ લડાવ્યાં તે લાખેણી માતા, કહો વિસરશે કેમ. નથી. ૩૫
ઉપાન[3] જો મુજ અંગ ત્વચાનાં, પ્રેમે આપને પાય;
સજાવું સ્નેહ સહિત શીવડાવી, થિર મન તૃપ્ત ન થાય. નથી. ૩૬
સારૂં ભૂષણ વસ્ત્ર રૂપાળું, કે શુભ ખાધાની ચીજ;
મારા સારૂં જઈ કાણ મુલવશે, હઇયેથી હરખાઈજ. નથી, ૩૭
નાસતો પાણી નિત્યે નિશાળે, તેમ ખળાંમાં[4] ખાસ;
સરબત સાકરનાં થઇ સ્વાદીષ્ટ, આવ્યાની શી હવે આશ. નથી.૩૮
ઘશિ ઘશિ માથાં રજનિ ગુજારતિ, નિદ્ર મળે નહિં નામ;
પ્રસુતા મુકી જો મારે જવું પડે, એક રજનિ પરગામ. નથી. ૩૯
અહો નિશ વિત્યાં વીતિયા મહિના, વર્ષો થશે વિતીત;
ગયાં હશે ને કેમ જાશે તે, ખાંતીલાં માતા ખચીત. નથી. ૪૦
ગભરાય છે મન ઘરમાં જતાં, નથી રૂચતું ખાવું અન્ન;
સ્વપ્નાવત થઇ સર્વ ગયું એ, સુતાં લાધેછે સ્વપંન[5]. નથી. ૪૧
ભણવા જતાં, જો જોય એસું તો, બગડે વસ્ત્રો મુજ બાળ,
માતાજી એમ કહીને મોકલતાં, નિર્મળ ગાદી નિશાળ. નથી. ૪૨
મુખે સહસ્ત્રે સહસ્ત્ર વર્ષે, ગણતાં ન આવે પાર;
અલ્પ ન બદલો શકે વળિ એનો, લખતાં તેથી છું લાચાર. નથી. ૪૩
અહો પ્રભુ જો અવતાર આપતો, દેજે એની એજ માત;
અક્ષરધામ એ માંતૃને આપજે, માગે મોહન જોડી હાથ. નથી. ૪૪



---

૧ વઢવાણમાં છે. ૨ અમદાવાદમાં. ૩ ગુગરખાં.
૪ કચ્છમાં ખળાં ભરવામાં. ૫ સ્વપ્નું.

## દોહરા

કુદરતિ પ્રેમ પ્રથમ કથ્યો, પ્રસુતા તણો પવિત્ર;
કર્ત્રીમ પ્રેમ હવે કથું, મન દઇ શુણજો મિત્ર. ૧
સ્નેહિ, કુટંબીને સગાં, નિરખો કત્રિંમ નેણ;
તુટે ને સંધાયછે, રમા[1] રતિ[2] છે રેણુ[3] ૨
મુખ્ય મરદને[4] બૈરીની, તેમાં જોડ જણાય;
રેણુ પ્રેમનો હૃદયનો, સાંધો થઇ સંધાય. ૩
પણ તેમાં પરપાશ[5] જો, જરાક બેશી જાય;
નીતિ તજી નોખાં[6] પડે, થિર મન ત્રૂટક થાય. ૪
સંસારી સમજાવવા, એ સંબંધિ ઉપદેશ;
આદિક વાણી ઉચ્ચર, પ્રણમી શ્રી પરમેશ. ૫

## હરિગીત છંદ.

ઓ સરસ્વતિ માગુ મતિ, મુજમાં નથી રતિએ ગતિ;
તું સર્વગુણ સંપન્ન દેવી, સકળ જગમાં છું છતિ;
તું વ્યાસ, પારાશર મનુ, આદિક તણા મુખમાં વશી;
વળિ કવિશ કાળીદાશની, રસના વિશે આવી કશી. ૧
ત્યમ આશ તારા દાસ કેરી, પૂરજે પરમેશ્વરી;
છું અતિ ઘણો અજ્ઞાન માટે જ્ઞાન દેજે ગુણ ભરી;
મહા પુરૂષ પ્રગટયા જે હતા તે, સર્વ તારિ સહાયથી;
ઓ માત તારી આશછે, વખતે વખત શું કહું કથી. ૨
જે જગ ભરા જગદીશ્વરા, કોટી ગણી કરૂણા કરે,
જો અરજ આ સેવક તણી, અંતર વિશે ઉંડી ધરે;
જો આવિ વશ રસના[8] વિશે તું વાહરે સેવક ગણી;
રચના રચુ વિચિત્ર, માસિક મિત્રમાં કવિતા તણી. ૩
ધારણ કર્યો છે જન્મ જેણે. ફેબ્રુઆરી માસમાં;
શ્રીપૂર નામે શેહેર અંદર, સરૂપચંદ નિવાસમાં;[9]

---

૧ લક્ષ્મી. ૨ પ્રીતિ ૩ ઝાંળણુ. ૪ સ્ત્રી ૫ પારકો પાશ તે પટ ૬ જુદાં ૭ માસિકમિત્રમાંથી લીધેલ છે. ૮ જીભ ૯ ચંદ્રાયનના એડીટર સરૂપચંદ દલીચંદના આવાસ નામ ઘરમાં.

છે બાળ તે છોટું તથાપી, મૂળમાં મોધુ મણી;
રચના રચુ વિચિત્ર માસિક મિત્રમાં કવિતા તણી. ૪

દોહરો

રાજ્ય કાજ વ્યવહારમાં, પિછાન થાય પવિત્ર;
વધે ગ્નાન વિદ્યા તણું, મળતાં માસિક મિત્ર. ૧



## પરનારીના સંગ વીશે

છપ્પા

પરનારીનો સંગ, કદી મૃત્યું ઉપજાવે;
પરનારીનો સંગ, કદી જર જાન કરાવે;
પરનારીનો સંગ, કદી પોતે નહિ કરીયે;
પરનારીનો સંગ. કરંતાં દિલમાં ડરિયે;
પરનારી કેરી સંગતે, પત પોતાની જાયછે.
મોહન એ મોહની રૂપ તે, નરને ફોલી ખાયછે. ૧
પરનારીની પ્રીત, કરો નત્ર કોઇ દહાડો;
પરનારીની પ્રીત, કરે તે કેવળ ગાંડો;
પરનારીની પ્રીત, જખરિછે જોખમકારિ;
પરનારીની પ્રીત, ગણો મન છેક નઠારી;
પરનારી કેરી પ્રીતડી, પ્રથમ સુધારસ પાયછે,
મોહન એ મોહની રૂપ તે, નરને ફોલી ખાયછે. ૨
પરનારીની પ્રીત, કરી કઇ કેદ થયાછે;
પરનારીની પ્રીત કરી કઈ ભાગી[૧] ગયાછે;
પરનારીની પ્રીત, કરી લજ્યા લોપાવી;
પરનારીની પ્રીત, કરી મરજાદ મિટાવી;
પરનારી કેરી પ્રીતડી, પલકે તુટી જાયછે;
મોહન એ મોહનિ રૂપ તે, નરને ફોલી ખાયછે. ૩

---

૧ પેશામાં અથવા પરદેશમાં

પરનારીનો સ્નેહ, ઘડીમાં વળગી આવે;
પરનારીનો સ્નેહ, ઘડીમાં દુઃખ કરાવે;
પરનારીનો સ્નેહ, કરી ભીખ માગે રાયા;
પરનારીનો સ્નેહ, કરી નર કઇક ઠગાયા;
પરનારીનો નર સ્નેહ કરી, પાછળથી પસ્તાયછે;
મોહન એ મોહનિ રૂપ તે, નરને ફોલી ખાયછે. ૪
પર પ્રમદાનો પ્યાર, ઘડીમાં ખૂન કરાવે;
પર પ્રમદાનો પ્યાર, ઘડીમાં ચોર ઠરાવે;
પર પ્રમદાનો પ્યાર, ઘડીમાં વેઠ કરાવે;
પર પ્રમદાનો પ્યાર, ઘડીમાં લાત લગાવે;
પરપ્રમદા કેરો પ્યાર તે, જર સાથે જોડાય છે;
મોહન એ મોહનિ રૂપતે, નરને ફોલી ખાયછે. ૫
પરવામાની પ્રીત, પૂરૂષને લાગે વહાલી;
પરવામાની પ્રીત, કહુ તોબાંની તાળી
પરવામાની પ્રીત, સ્નેહ સ્વકીયાથિ[1] તજાવે;
પરવામાની પ્રીત, પ્રજાથી દૂર પડાવે;
પરવામા કેરી પ્રીતડી, તુટયે નર સૂકાય છે;
મોહન એ મોહનિ રૂપ તે, નરને ફોલી ખાયછે. ૬
પરનારી વશ જેહ, પ્રિયા તેની દુઃખ પામે;
પરનારી વશ જેહ, બળે તે ઠામે ઠામે;
પરનારી વશ જેહ; પ્રિયા તેની મૂઝાએ;
પરનારી વશ જેહ, બુદ્ધિ તેની બળી જાએ;
પરનારી વશ જે પુરૂષ ત્યાં, ઝઘડો નિત્ય મચાયછે;
વળિ મુઆ મસાણે પણ પછી, ફોકટ ફજેતિ થાયછે.૭



## પરસ્ત્રીનો ઊપયોગ

ના આવે પરનાર, કદી જળ લોટો પાવા;
ના આવે પરનાર, ભાગિયણ દુખમાં થાવા;

---

1 પોતાની સ્ત્રી

ના આવે પરનાર, કદી વાસીદુ કરવા;
ના આવે પરનાર, રસોઇ રૂડી આદરવા;
વળિ કશે ન એ મોહન કહે, કામે આવે કામની;
ધુતી ખાવા તે આદરે, જાગણુ આખી જામની[૧] ૧



## પરભર્તાનો ઉપયોગ

રાખેલો જે પુરૂષ, કદી તરછોડે તેને;
શકે ન કહિ સરકાર, જરા પોષણનું જેને;
પંડ સજન[૨] પટકુળ, નહીં રાખેલો આપે,
કરે નૃપાદિક[૩] કેદ, વળી તે ભરાય પાપે;
પેલે ભવ વળિ મોહન કહે, પારાશર શાસ્ત્રે કરી;
સરજે ભુમાં તે કામની, લખ લખ કરતી કુતરી; ૧
ભુંડો પર ભર્તાર, અર્થ સારી દુર રહેશે;
ભુંડો પર ભર્તાર, કદી પણ લજ્યા લેશે;
ભુંડો પર ભર્તાર, પતિથી વેર કરાવે;
ભુંડો પર ભર્તાર, છેટું સૌ થકી પડાવે;
વળિ ભુંડો પર ભર્તાર તે, પઇ દઇ પઈશો ધુતશે;
નિંદા થાશે લોકો મહિં, બાપ તણું કુળ બુડશે, ૨
નાર બગાડે નાથ, પિયરમાં ઝાઝુ રહિને;
નાર બગાડે નાથ, કટુ મુખડાથી કહિને;
નાર બગાડે નાથ, પતિવ્રત પોતે છોડી;
નાર બગાડે નાથ, પતિથી પ્રીતી તોડી,
વંઠાવે અતિ મોહન કહે, કામનિ પોતે કંથને,
અતડી અવલોકી અનુંસરે; કંથડ પછી કુપંથને. ૩



---

૧ રાત ૨ શરીરે પહેરવાનાં ૩ નૃપ આદિ

## કુવી સ્ત્રીને ધીક છે

ધિક્ક પડયો અવતાર, તજે સાસરિયું ક્રામા;
ધિક્ક પડયો અવતાર, નહિં સંતોષી સ્યામા;
ધિક્ક પડયો અવતાર, પતિવ્રત જેહ ન પાળે;
ધિક્ક પડયો અવતાર,[૩] વિભુ સમરે નહિ વ્હાલે;
મોહન તેને ધિક ધિક કહે, જેણે મૈયર સેવિયું;
આ અવનીમાં એવું કહો, અપલક્ષણ બીજુ કયું. ૧

—•※•—

## ફુવડનાં લક્ષણ.

હોય ફુવડ જે નાર, ભટકતી ઘર ઘર દાસી;
હોય ફુવડ જે નાર, કરે તેની સઉ હાંશી;
હોય ફુવડ જે નાર, રસોઇ કરે નવ રૂડી;
હોય ફુવડ જે નાર, લોક સઘળાની ભુંડી;
મોહન મેલી નિશ દિન રહે, ફુવડ ઝાઝી ફરતી ફરે;
જે શીખ શુણે નહિ કોઇની, તેને સ્વામી શું કરે. ૧
હોય ફુવડ જે નાર, કદી માથું નહીં ચોળે;
હોય ફુવડ જે નાર, કદી શીર કેંશ નં ઓળે;
હોય ફુવડ જે નાર, કદી શિર તેલ ન ઘાલે;
હોય ફુવડ જે નાર, કરે નવ ચંદ્ર કપાળે;
મોહન મહિલા એવી કહે. શીદ શિખામણ મન ધરે.
તન ધારે મેલ રૂપી પટો, તેને સ્વાંમી શું કરે. ૨
હોય ફુવડ જે નાર, હશે તે વાતો વાળી;
હોય ફુવડ જે નાર, જશે સઉ તેને ખાળી;
હોય ફુવડ જે નાર, ધણીના સામું બોલે;
હોય ફુવડ જે નાર, હશે તરણાને તોલે;
મોહન એવી મેરા કરે, નામેરી[૩] નિશ્ચે ઠરે.

---

૧ મહેર વગરની અને તેના ઉપર કોઇની મહેર ન- હી તેવી. ૩ પરમેશ્વરને.

ન ચહે પીયરીયાં ચિત્ત તો, સ્વામી શી રિત સંઘરે ૩
ધણિને માને માન, કદી ધિક્કારે સ્વામી;
ધરાવિશે ધિક્કાર, ઘણી પ્રમદાઓ પામી;
કંથ પ્રતાપે માન, મળેછે જગમાં મોટું;
કંથ પ્રતાપે માન. ખરૂં કહું છું નથિ ખોટું;
મનમોહન કંથ પ્રતાપથી, સુંદરી પામે સ્વર્ગને,
જે કંથ વચન માને નહિં, તે પામેછે નર્કને. ૪
કંકાસણ જે નાર, કદી કજીઓ નવ છોડે;
કંકાસણ જે નાર, તેમ પતિવ્રત નિજ તોડે;
કંકાસણ જે નાર, સુખે બેસે નહિ સંપી;
કંકાસણ જે નાર, જરા ન શકે તે જંપી;
કંકાસણ કેરો કંથડો, પરણીને પસતાય છે;
માગ્યું નવ આવે મોત તો, તે નિશ્ચે તજી જાયછે ૫

---

## દુરગુણી સ્રી વીષે.

નાર નર્કનો કૂપ, ચિર વીશ્વાસ ન કરિએ;
નાર નર્કનો કૂપ, બીક અંતરમાં ધરિયે;
નાર નર્કનો કૂપ, કદિ જીવ જોખમ થાયે;
નાર નર્કનો કૂપ, ચતુર નર ચિત્ત ન ચ્હાયે;
મોહન મહિલા જે દુર્ગુણી, દુખનો કુંડ અતાગ છે;
ડાહ્યા નર દેખી દુર ખસે, ભલાં જેહનાં ભાગ્ય છે. ૧

---

## સદગુણી સ્રી વીષે.

નારી અમૃત કુપ, નાર સુખ કેરી દાતા;
નારી અમૃત કુપ, અધર રૂડા દેખાતા;
નારી અમૃત કુપ, આંખ અણીઆળી શોભે;
નારી અમૃત કુપ, લલાટે મનડાં લોભે,
મોહન અમૃતની ભરિ કહે, કામની સુખ દાતારછે,
રામા વિણ રામ તણો કર્યો, મુનિએ તિરસ્કારછે. ૧

## નારીને વશ થવા વિશે

દોહરો.

સલાહ યોગ્ય સ્વિકારવી, કહિયે ઉત્તમ કામ,
પણ પ્રમદા મતિ વર્તવું, નારી વશ એ નામ. ૧

છપયછંદ

નારી વશ જે નાથ, અકલ હીણો કહેવાયે,
નારી વશ જે નાથ, લોકમાં લજ્જા જાએ,
નારી વશ જે નાથ, નહીં એ નર મૂછાળો.
નારી વશ જે નાથ, પ્રૌઢ પશુ તે પૂછાળો,
નારીને વશ જે નર થયો, કો દિન વણુ મોતે મરે;
પ્રમદામતિ ચોખી પાનીયે, અસલ [1]કવીશ્વર ઉચરે.



## મોટું કામ કરવું નહી ને કરવું તો ડરવું નહીં

સોરઠા.

કદીયે મોટું કામ; કરમાં લઈ કરવું નહીં;
હઈડે રાખી હામ, કરવું તો ડરવું નહી. ૧
સજવાને સંગ્રામ, થીર જઇને ઠરવું નહીં;
કદી જઇ તે ઠામ, ઠરવું તો ડરવું નહીં. ૨
હાથ વિષે હથિઆર, ધરિ ધીરજ ધરવું નહી;
કર્ણે કોઈ વાર, ધરવું તો ડરવું નહિ. ૩
શત્રુ સન્મુખ એક, પગ પગલું ભરવું નહી;
તનમાં રાખી ટેક, ભરવું તો ડરવું નહીં. ૪
પેખી પાણી પૂર, તત્પર થૈ તરવું નહીં;
જો કદી પડે જરૂર, તરવું તો ડરવું નહી. ૫

---

[1] શામલભટ જેવા.

જો શિર શત્રુ હોય, ફિકર તજી ફરવું નહિં;
જરૂર ટાણે જોય, ફરવું તો ડરવું નહિં. ૬
કરિને કદિ કફાત, મોત વગર મરવું નહીં;
મોતે મરતાં બાત, મરવું તો ડરવું નહિ. ૭
ક્રોધી કન્યા સાથ, વિવાહમાં વરવું નહિં;
મેળવિ હાથે હાથ, વરવું તો ડરવું નહિં ૮
નિજશીર કોઇ કાળ, પરસંકટ હરવું નહિં,
કહેછે મોહનલાલ, હરવું તો ડરવું નહિ, ૯



## સંસારિક સુધારા વિષે.

### દોહરા.

સંસારિક સુધરાઇમાં, સંપ તણું છે કામ;
જરૂર પણ વળિ જોઇએ, અધિક હામને દામ. ૧
વિશેષ સૌ વિદ્યા ભણે. પછિ પરદેશ પ્રવાસ;
કરવાથી પૂરી થશે, અંતરની સૌ આશ. ૨
ચીન વિલાયતમાં જતાં, કરો નહીં અટકાવ;
ભલાં ભલાં ભરી લાવશો, તો નાણાંનાં નાવ. ૩
નાની નાની નાતમાં, છે કન્યાનિ અછત્ત;
મળતે મળતી નાતને, મળવા આપો મત્ત.
શુભ કન્યા શ્રીમંતની, સદા ભોગવે સૂખ;
ગરીબ ઘર તેને મળે, દેખે દારૂણ દુઃખ. ૫
વિધ વિધ ન્યાતો વિપ્રની, જમે કરે જળપાન;
પણ કન્યા દેવાય નહીં, એ કેવું અજ્ઞાન. ૬
લડાઇથી બે તડ પડયાં, તે થી જુદી નાત;
થાય બેય જો એકઠી, ભેદ કશો રહે બાત. ૭
જોડે જોડું નવ જડે, નાની ન્યાત મોઝાર;
થાય કજોડાં તે થકી, એમ અનેક પ્રકાર. ૮
રૂપે કોઇ કજોડલું, ગુણે કજોડું કોય;

કોઇ કજોડું ઊમરે, એમ કજોડાં હોય. ૯
મેશો ઘેલો આળસુ, વ્યસની ગંદો હોય;
નાતીલા જોડે જઇ, પડે બેસવું તોય. ૧૦
બોર જેહના હાથનાં, ખાંતે કોઈ ન ખાય;
એવી કન્યા હોય પણ, ન્યાત તણી પરણાય. ૧૧
સદાચારી ને સદગુણી, દિસે સરસ સોહાતિ;
પણ તેને પરણાય નહીં. જો ન હોય નિજ ગ્નાતિ. ૧૨
અસલ નહોતો આ સ્થળે, આર્ય વિષે એ ચાલ;
લેતા કન્યા રત્ન તો, દુષ્કુળથી તતકાળ. ૧૩
અરે અભાગ્યે ક્યાં થકી, પેઠો પછી કુચાલ;
જેથી હીંદુના થયા, હીણા છેક હવાલ. ૧૪
ક્યારે બંધન તુટશે, ક્યારે ટળશે કલેશ;
સંકટ સરવે તો ટળે, કૃપા કરે પરમેશ. ૧૫
કેને કન્યા આપિયે, ક્યાં તે પામે સુખ;
લાયક વરનું ન્યાતમાં, ક્યાંઈ ન દિસે મૂખ. ૧૬
આંખો મીચીને પછી, જ્યાં ત્યાં દેવા જાય;
લાડકવાઇ દીકરી, મહા દુઃખિ પછિ થાય. ૧૭
ભીખરી ન ભણેલ વળિ, ક્રોધી ને બહુ ક્રૂર,
એવો વર આવી મળે, જોતાં નાત જરૂર. ૧૮
કેક કુંવારા વર રહે, ગુણવંતા વિદ્વાન;
એવાને દેવાય નહીં, એવું કુળાભિમાન. ૧૯
બાડો બેહરો બોબડો, છેક દરિદ્રી હોય;
પણ તેવા કુળવાનને. દેછે કન્યા તોય. ૨૦
વણ કારણ દુઃખ વેઠિયે, છતે ઉપાયે છેક;
દૂર કરો આ દેશથી, એવા વ્હેમ અનેક. ૨૧
દક્ષિણના વિપ્રો વિષે. નથિ વિશેષ વિભાગ;
પણ ગાંડી ગુજરાતમાં, એવા ભેદ અથાગ. ૨૨
કારણ કે વિદ્યા નહીં, નહીં વિવેક વિચાર:
કીધા વળી કુસંપથી, એવા ભેદ અપાર. ૨૩